# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીદેવશયની એકાદશી વ્રત (ચાતુર્માસ નિયમ પ્રારમ્ભ)

વર્ષ ૪ અંક ૪ અષાઢ સુદ ૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



### राग विभास

बड़े प्रात पार्वती प्राणपति पेख ही ।।ध्रु।।

तिलक रेखा खंडित भाल भ्रकुटि कमनीय विशाल

पीक लीक लाल गाल कहुँ कहुँ अवरेख ही ।। १ ।।

घूर्णित नैना निमेख देख राजत अति अरुण

रेख परम रुचिर भेख देखि देखि देही ।।२।।

जृंभा विगसत सुवदन जीते हें कोटिक मदन

सोभा के सदन हों हरिदास कहा विशेखे ही ।। ३ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ, આજે શ્રીદેવશયની (દેવ-પોઢી) એકાદશી છે, અને આજથી ચતુર્માસ નિયમનો પ્રારંભ થાય છે. સાથે અનેક ઉત્સવો પણ સંકળાયેલા છે. આ પખવાડિયામાં શ્રીવ્યાસ પૂર્ણિમા, શ્રીગુરુપૂર્ણિમા છે, જે શ્રીપ્રભુના જ્ઞાનાવતાર ભગવાન શ્રીવેદવ્યાસની પ્રાગટ્ય મિતિ છે. પૂર્ણિમાનો આ શુભ દિવસ એટલે શ્રીગુરુ પૂજનાત્મક પર્વ છે. શાસ્ત્રોક્ત નિયમાનુસાર શ્રીગુરુદેવનું પૂજન કરવું. અને શ્રાવણ માસના પ્રવેશ સાથે શ્રીપ્રભુને હિંડોળામાં પધરાવવાના દિવસો શરૂ થાય છે.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।।**

**गुरुः साक्षात् परः ब्रह्म तस्मै श्रीगुरवे नमः ।।**

શાસ્ત્ર આજ્ઞા કરે છે કે શ્રીગુરુદેવ બ્રહ્મા સ્વરૂપ છે, શ્રીગુરુદેવ વિષ્ણુ સ્વરૂપ છે અને શ્રીમહાદેવ સ્વરૂપ છે. શ્રીગુરુદેવ તો સાક્ષાત્ પરબ્રહ્મ છે, આવા શ્રીગુરુદેવને આપણે નમન કરીએ.

**અષાઢસ્ય પૂર્ણિમા શુચિકરઃ** - અષાઢ માસની પૂર્ણિમા પાવનકારી છે. શા માટે?

સનાતન ધર્મના સર્વે અનુયાયિઓ માટે આજનો દિવસ ખૂબજ શુભ છે. કારણકે આજના શુભ દિવસે ભગવાન વેદ વ્યાસજીનો પ્રાગટ્ય થયો છે. ભગવાન વેદ વ્યાસજી પુરાણ-શાસ્ત્રોના પ્રગટકર્તા છે. આપશ્રીએ પુરાણોમાં શ્રેષ્ઠ એવું શ્રીભાગવત મહાપુરાણ પ્રગટ કર્યું છે. સમગ્ર સનાતન ધર્માવલમ્બી સમાજ પોતાના શ્રીગુરુદેવમાં ભગવાન વેદ વ્યાસજીનો આવિર્ભાવ સમજી આજના શુભ દિવસે શ્રીગુરુ પૂજન કરે છે.

આજનો દિવસ અષાઢી પૂર્ણિમા શુભ છે, શા માટે? કારણકે શ્રીગુરુનાં સ્વરૂપનું જ્ઞાન કરાવનારી છે, શ્રીગુરુના માહાત્મ્યનું જ્ઞાન કરાવનારી છે. આપણે ગમે ત્યાં હોઇએ, પણ વર્ષમાં એક દિવસ સર્વે સનાતન ધર્માનુયાયીઓને પોતાના શ્રીગુરુદેવનું સામીપ્ય કરાવનારી આ શ્રીગુરુપૂર્ણિમા છે, શ્રીવ્યાસ પૂર્ણિમા છે. આજનો શુભ દિવસ આપણા સેવકપણાનાં કર્તવ્યનું સ્મરણ કરાવનારી પૂર્ણિમા છે. શ્રીગુરુદેવ પ્રત્યે આપણી આસ્થાને ઉજાગર કરાવનારી છે, શ્રીગુરુદેવમાં નિષ્ઠા જગાવનારી છે, અને શ્રીગુરુદેવનો આશ્રય દઢ-ગાઢ બનાવનારી છે.

પૂર્ણિમા શબ્દમાં જ પૂર્ણતાનો ભાવ સમાયેલો છે. વર્ષ દરમિયાન સત્વથી ખાલી થયા હોઇએ તો આ પૂર્ણિમા શ્રીગુરુવંદના-શ્રીગુરુપૂજન કરાવી આપણને પૂર્ણ કરનારી છે. શ્રીગુરુદેવનું સ્મરણમાત્ર આપણને સન્માર્ગે લઇ જાય છે, તપનનું તેજ પ્રદાન કરાવે છે.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રીએ એક પ્રસંગ આજ્ઞા કરી. વ્યભિચારી પુરુષની ચતુરાઇની વાર્તા. એક દિવસે આપશ્રીએ શ્રીમુખે આજ્ઞા કરી કે જે કોઇએ વ્યભિચાર કર્યો, તે વારે તેને રાજાએ કહ્યું જે એને ઠોર મારો! તે વારે તેણે કહ્યું જે હુને મોતી વાવતાં આવડે છે. તે વારે રાજાએ કહ્યું કે જે ભલે, તો વાવ! તેણે ભોંય કેલવાવી કહ્યું જે જેણે વ્યભિચાર ન કર્યો હોય તેને તેડો, જે એ મોતી ઓરે

તો ઉગે ! તે જેને કહે તે કોઇ ઓરે નહીં. મનમાં ડરે ને ના કહે. તે પ્રધાન રાજા પર્યંત કહ્યો પણ કોઇએ વાવ્યાં નહિ. ત્યારે પેલે કહ્યું જે તો મારો શો દોષ, જે હુંને જ ઠોર મારો છો ! એ પ્રસંગ કહીને આ પદની સુરત કરી 'માહાવે મોતી વાવીયાં'. (રત્નકોષ)

**પ્રશ્ન** :- શું વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ શુદ્ધ પુષ્ટિમાર્ગમાં આવશ્યક છે ?

**ઉત્તર** :- પહેલાં તો આ ધારણા અને આ ભ્રમ આપણા મનમાંથી નિષેધ થઇ જવો જોઇએ કે શુદ્ધ પુષ્ટિની કક્ષા આજે આપણા કોઇની પણ નથી. શુદ્ધ પુષ્ટિની આ વાત નિયમના રૂપમાં નથી કહેવા ચાહતો ખાસ કરીને વાદ (અપવાદ) ના રૂપમાં કહેવાનું ચાહું છું. પ્રાયઃ વાદના રૂપમાં કહેવા ચાહુ છું, નિયમ અને પ્રાયઃ વાદમાં અંતર કેવું ? પ્રભુ ચાહે તો એવું બની શકે છે. આજ પણ ખાસ કરીને જોઇએ તો એવું લાગતું નથી. શુદ્ધ પુષ્ટિની કક્ષા કોઇ પણ હોય, જો ખૂબ સરલમાં શુદ્ધ પુષ્ટિ અને મિશ્ર પુષ્ટિનો ભેદ આપણને સમજવો હોય તો આ વાત ખ્યાલમાં રાખવી જોઇએ કે શ્રીપ્રભુ પ્રગટ થઇ જાય અને શ્રીપ્રભુના પ્રગટ થયા પછી શ્રીપ્રભુના સ્વરૂપથી શ્રીપ્રભુની લીલાથી, લીલાના અનુભવથી, આપણી અંદર ભક્તિ પ્રગટ થાય તો શુદ્ધ પુષ્ટિ કહેવાય. અને શ્રીપ્રભુ પ્રગટ ન થયા અને પોતાની અંદર ભક્તિ પહેલા પ્રગટ થઇ અને ભક્તિ પ્રગટ થયા પછી ભક્તિના કારણે શ્રીપ્રભુ પ્રગટ થાય તો મિશ્ર પુષ્ટિ કહેવાય. શ્રીપ્રભુના પ્રગટ થવાના કારણે ભક્તિ પ્રગટ થાય તો મિશ્ર પુષ્ટિ.

શુદ્ધ પુષ્ટિની અવસ્થામાં આપણે એમ પૂછીએ કે વર્ણાશ્રમ ધર્મની આવશ્યક્તા છે કે નહિ ? તો જો એનો સીધો અર્થ આપણે એમ પૂછીએ કે વર્ણાશ્રમ ધર્મની આવશ્યક્તા છે કે નહિ ? પ્રભુના પ્રગટ થવાના કારણે ભક્તિ જ્યાં પ્રગટ થઇ છે, એવી ભક્તિના પ્રાગટ્યમાં વર્ણાશ્રમ ધર્મની આવશ્યક્તા છે.

મિશ્ર પુષ્ટિમાં તો સુરતાં જ આવશ્યક છે. તેમાં તો કહેવાથી કોઇ ભ્રાંતિ જ નથી રહી. એટલી વાત છે કે વ્યસન દશા થઇ જાય ત્યારે વર્ણાશ્રમ ધર્મ આવશ્યક છે, એ કહેવું જ નકામું થઇ જાય. કોઇ ધર્મની આવશ્યક્તા નથી. બીજું બધું છૂટી ગયું પછી કહેવાની કોઇ જરૂરિયાત જ નથી. જો વર્ણાશ્રમ ધર્મના તરફ જ એનું વધારે લક્ષ રહે તો તે આ બધું વહેંચાઇ ન જાય ? એક સીધી વાત એ છે કે રસિકરાયજી શુદ્ધ ભક્તિ કરી રહ્યા છે તેથી ભોજન નહિ કરે, એવી વાત નથી, શુદ્ધ પુષ્ટિ ભક્તિ કરી રહ્યા છે, એટલા માટે બેટા-બેટીનો વિવાહ નહિ કરે ? જેમ લૌકિક કરશે તેમ વૈદિક કરશે. અને જે વખતે અભિમાન તૂટી ગયું, વ્યસનના કારણે લોક સંબંધી અહંતા-મમતા પણ તૂટી જશે તે વખતે ન લૌકિક જ નિભાવી શકશે ન વૈદિક નિભાવી શકશે. બાકી નથી તૂટી ત્યાં સુધી '**लौकिकत्वं वैदिकत्वं कापट्यात् तेषु नान्यथा**' તે કપટથી કરશે જ. (આ વિષયનું વિસ્તૃત અર્થ સમજવા માટે આ અંકમાં સ્વમાર્ગીય સમજ વિષયનું અનુસંધાન કરવું.)

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)



॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ અષાઢ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ અષાઢ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જુલાઈ ૨૧ ૨૦૧૦ થી ઓગસ્ત ૫ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-અષાઢ સુદ | બુધ | જુલાઈ-૨૧ | **શ્રીદેવશયની એકાદશી વ્રત (ચતુર્માસ નિયમ પ્રારંભ)** |
| ૧૨ | ગુરુ | ૨૨ | |
| ૧૩ | શુક્ર | ૨૩ | |
| ૧૪ | શનિ | ૨૪ | |
| ૧૫ | રવિ | ૨૫ | શ્રીગુરુપૂર્ણિમા - શ્રીગુરુ પૂજનાત્મક પર્વ |
| ૧૫ | સોમ | ૨૬ | (ચતુર્માસ નિયમનો પ્રારંભ એકાદશીએ ન કર્યું હોય તો દ્વાદશી-બારસ અથવા પૂર્ણિમાથી પ્રારંભ કરવો) |
| ૧-અષાઢ વદ | મંગળ | ૨૭ | હિન્ડોળા પ્રારંભ |
| ૨ | બુધ | ૨૮ | |
| ૩ | ગુરુ | ૨૯ | |
| ૪ | શુક્ર | ૩૦ | |
| ૫ | શનિ | ૩૧ | |
| ૬ | રવિ | ઓગસ્ટ-૧ | |
| ૭ | સોમ | ૨ | |
| ૮ | મંગળ | ૩ | |
| ૯ | બુધ | ૪ | |
| ૧૦ | ગુરુ | ૫ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**આ લોકના અર્થ માટે પણ ભગવાનની જ સેવા કરવી.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૪-૩૨)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**વેતન ગ્રહણ કરીને આપવામાં આવતી સેવા :-**

**यदि च वित्तं वेतनत्वेन गृहीत्वा क्रीयते तदा ऋत्विजो यागवत् स्वस्य तत्प्रवणत्वरूपं फलं न साधयति. (सि. मु. वि. प्रकाश. २)**

જો કોઈ બીજા પાસેથી વિત્ત-વેતન તનુજાસેવા મૂલ્યના રૂપે ગ્રહણ કરીને તનુજા સેવા કરવામાં આવતી હોય ત્યારે ગોર મહારાજને જેમ યજ્ઞ-યાગનું ફળ મળતું નથી તેમ પારકા પૈસાથી કરવામાં આવતી તનુજા સેવા કરનારને પણ કૃષ્ણપ્રવણતારૂપ ફલ ક્યારેય મળતું નથી.

આ વેતન શબ્દને ફક્ત પગારના સંદર્ભમાં જ ન સમજતાં સેવા માટે લેવામાં આવતા વિત્તની વાત છે. આ શબ્દો જ્યારે ગ્રંથકારે લખ્યા ત્યારે એવી કલ્પના પણ ન હતી કે સામાજીક રીતે, સાર્વજનિક રૂપમાં આ શબ્દોનું આવું અર્થઘટન થશે. એટલી આશંકા હતી કે કોઈક વ્યક્તિ સુખી સંપન્ન હોય, શ્રીઠાકોરજીની પોતે સેવા ન કરે અને પૈસા આપીને સેવા કરાવે તો શી પરિસ્થિતિ થાય ? એ પરિસ્થિતિના કારણે ગ્રંથકાર આખી વાત લખી રહ્યા છે કે જે કોઈ લોકો વિત્તને ગ્રહણ કરીને સેવા કરી રહ્યા છે તેને કૃષ્ણપ્રવણતારૂપ ફળ ક્યારેય મળતું નથી.

અહીંયા ઉપરના શ્લોકમાં એક શબ્દ છે 'ઋત્વિજ્' જે સમજવા જેવું છે. ઋત્વિજ્ એટલે કે યજ્ઞ કરાવનાર જે પૂજા વિધિ કરાવનાર આપણા ગોર મહારાજ છે તેમ ઋત્વિજ યજ્ઞ કરાવનાર છે. જે ઋત્વિજ્ હોય છે તેઓ આપણા વતી યજ્ઞ કરાવે. શાસ્ત્રના નિયમાનુસાર ઋત્વિજ્ આપણને યજ્ઞ કરાવે ત્યારે જ યજ્ઞ સમ્પન્ન થાય, અન્યથા નહીં. તે સિવાય યજ્ઞનો આપણને ફળ મળતું નથી. વિધિના સમ્પન્ન થવા પર આપણે ઋત્વિજ્‌ને દક્ષિણા આપીએ છીએ.

આવી વ્યવસ્થા શાસ્ત્રમાં બતાવવામાં આવી છે, પરંતુ આ પ્રકારે કોઈને પૈસા આપીને, અને કોઈ પાસેથી પૈસા લઈને કોઈ બીજાનું કાર્ય કરી આપે તે મર્યાદા માર્ગમાં છે તે પ્રમાણે આ ભક્તિમાર્ગમાં કોઈની પાસેથી પૈસા લઈને તેના વતીથી શ્રીઠાકોરજીની સેવા કરવામાં આવે, શણગાર કરવામાં આવે, તો તેનું ફળ પૈસા આપનારને કોઈપણ હિસાબે મળતું નથી. એટલે અહીંયા કહે છે કે **न साधयति** તેથી આવું ન કરવું જોઈએ એવી આજ્ઞા અહીંયા શ્રીમહાપ્રભુ કરી રહ્યા છે અને ભક્તિમાર્ગની વ્યવસ્થા જે પ્રકારે બતાવવામાં આવેલી છે તે પ્રકારે કરવું જોઈએ. આ સુસ્પષ્ટ વિધાન આપણે ત્યાં સેવામાં કરવામાં આવ્યું છે.

**સેવાનું શું સ્વરૂપ છે ? :-**

**कृष्णसेवा सदा कार्या** તે ભગવદ્‌સેવા માટે કર્તવ્ય નિર્દેશ છે. **मानसी सा परा मता** એ સેવાની ફળરૂપ અવસ્થા છે અને **तत् सिद्धयै तनु-वित्तजा** તે સેવાની સાધનરૂપ અવસ્થા છે. સેવાનો સ્વરૂપ બતાવવા શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે **चेतस्तत्प्रवणं सेवा.**

કૃષ્ણસેવાનું આજ સ્વરૂપ છે જે 'ચેતસ્' દ્વારા શ્રીમહાપ્રભુજી સમજાવવા માંગે છે 'ચેતસ્' ચિત્તનું કૃષ્ણમાં પ્રવણ એટલે કૃષ્ણમાં તન્મય થવું તે કૃષ્ણ સેવા.

તે ચિત્તની કૃષ્ણપ્રવણતારૂપ કૃષ્ણસેવા સિદ્ધ થાય છે. ચિત્તને કૃષ્ણમાં તન્મય કરવાના સાધનો તનુ અને વિત્ત છે. શ્રીમહાપ્રભુજી સમજાવી રહ્યા છે તે દ્વારા પૈસા આપીને બીજા માણસ થકી કરાવવામાં આવતી સેવા તે સેવાનો એક પ્રકાર છે અને આવી રીતે કૃષ્ણસેવા માટે કોઈક બીજા માણસ પાસેથી પૈસા લઈને કરવામાં આવતી સેવા તે સેવાનો બીજો પ્રકાર છે. આવા બંને પ્રકારોથી કરવામાં આવતી સેવાઓને કારણે ચિત્ત ક્યારેય કૃષ્ણપ્રવણ બની શકતું નથી.

આવા પોતાના અભિપ્રાયને પ્રકટ કરવા માટે સમસ્ત પદ તનુવિત્તજા એટલે પોતાનું તન અને પોતાનું ધન એના થકી પોતાને માથે બિરાજતા શ્રીઠાકોરજીને વ્રજભક્તોની પ્રણાલિકા અનુસાર "**સેવા**" કરવી. અવતાર દશામાં પ્રભુ પ્રગટ થયા ત્યારે જેવી રીતે વ્રજભક્તોએ પ્રભુ સાથે પ્રીત રાખી પરિચર્યા કરી તેવી રીતે જે (અનવતાર દશામાં) પ્રભુની પરિચર્યા કરશે તેને ક્રમશઃ સાધન અવસ્થામાંથી ફળ અવસ્થામાં લઈ જશે. આવું તાત્પર્ય શ્રીમહાપ્રભુજીનું છે અને આ સેવાનો માર્ગ શ્રીમહાપ્રભુજી આપણને ભક્તિમાર્ગમાં કહેવા માંગે છે.

મારો કહેવાનો ઉદ્દેશ ફક્ત એટલો જ છે કે આપ સહુ શ્રીમહાપ્રભુજીની વાણીથી પરિચિત થઈ જાવ. સિદ્ધાંત મુક્તાવલીથી શ્રીમહાપ્રભુજી આપણને એજ સમજાવી રહ્યા છે કે પોતાનો દેહ, પોતાનું સર્વસ્વ અને તેનાથી પોતાના માથે બિરાજતા શ્રીઠાકોરજીની સેવા એજ પુષ્ટિ ભક્તિમાર્ગની સાચી સેવાની પ્રણાલિકા છે.

**ગૃહસેવા :-**

ભક્તિવર્ધીનીમાં શ્રીમહાપ્રભુ આજ્ઞા કે છે **बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः, गृहे स्थित्वा स्वधर्मतः** આ શબ્દો માટે હું તમને શ્રીગોકુલેશ દાદાજીના શબ્દો યાદ કરાવું **बीजदार्ढ्यप्रकारस्तु** આ શબ્દમાં **बीजदार्ढ्यप्रकारः** અને **तु** અલગ અલગ શબ્દ છે. **बीजदार्ढ्यप्रकारः** એટલે બીજ દૃઢ થવાનો પ્રકાર અને આગળનો શબ્દ છે **तु** આ **तु** શબ્દ વડે, શ્રીદાદાજીના શબ્દો "**तु**" **शब्देन एतदतिरिक्तप्रकारान्तरव्युदासः उक्तः स्वमार्गीयभगवद्भजनं तु गृहस्थित्यभावे न सम्भवतीति पूर्व गृहस्थितिमेव आहु : "गृहे स्थित्वा"** ઈતિ, **भगवद्भजनानुकूले गृहे स्थित्वा स्वधर्मतः कृष्णं भजेत् ।**

શ્રીદાદાજી સ્પષ્ટ રીતે '**तु**' શબ્દ વડે એમ કહેવા માંગે છે કે '**तु**' **शब्देन एतदतिरिक्त** એટલે એ આગળ કહેવા માંગે છે તેના સિવાય (અતિરિક્ત એટલે એના સિવાય) આગળ જે આજ્ઞા શ્રીમહાપ્રભુજી કરી રહ્યા છે તેના ઉપર વધારે ભાર અપાય તેના માટે અહીંયા **तु** શબ્દનો ઉપયોગ કર્યો છે. '**तु**' **शब्देन एतदतिरिक्त प्रकारान्तर** એટલે કે આગળ બતાવ્યુ છે તેના સિવાય બીજો કોઈ પ્રકાર કે સ્થળ હોઈ શકે એવી કોઈને શંકા હોય તો તે શંકાને વ્યુવાસઃ એટલે નિષેધ કરવા માટે અહિંયા '**तु**' શબ્દ મૂક્યો છે.

અહિંયા '**तु**' શબ્દના પ્રયોગથી એવુ નક્કી થાય છે કે આ શ્લોકમાં અભિપ્રેત ભજનના પ્રકારથી અતિરિક્ત ભજનનો અન્ય કોઈપણ પ્રકાર નથી જ. અહિંયા '**तु**' શબ્દ મૂકીને એવું જ કહેવા માંગે છે કે શ્રીમહાપ્રભુજીએ ઘરમાં રહીને સેવા કરવાની જે આજ્ઞા આપી છે તેના સિવાય સેવાનો કોઈપણ પ્રકાર હોય તો તેવી શંકા પણ કોઈને ના થાય તેના માટે આ '**तु**' શબ્દ વાપર્યો છે અહિંયા નિષેધ કરવા માટે જ '**तु**' શબ્દ વાપર્યો છે.





હવે આગળની પંક્તિ : **स्वमार्गीय भगवद्भजनं तु गृहस्थित्यभावे न सम्भवतीति**

સ્વામાર્ગીય એટલે પુષ્ટિમાર્ગીય ભગવદ્ભજન એટલે પુષ્ટિમાર્ગીય સેવા છે તે તો **गृहस्थित्वभावे** ગૃહસ્થિતિના અભાવમાં એટલે કે ગૃહસ્થિતિ સિવાય એટલે કે ઘર વિના ન **सम्भवतीति** એટલે કે ઘર વિના સંભવતી નથી. આનો મતલબ થયો કે આપણા પુષ્ટિમાર્ગીયજનની ભગવદ્ સેવા ઘર વિના સંભવ થતી નથી. એટલે કે ઘર વિના બીજી કોઈ જગાએ સંભવ થતી નથી. તેથી **पूर्वं** સૌથી પહેલા **गृहस्थितिमेव** તે શબ્દ મૂકવામાં આવ્યો છે.

આગળની પંક્તિ જુઓ : **भगवद्भजनानुकूले गृहे स्थित्वा स्वधर्मतः कृष्णं भजेत्** જે ઘરમાં અનુકુળતાથી ભગવદ્ભજન થઈ શકે.

અહિંયા હમણાં મંદિરમાં એક ભાઈએ વિનંતી કરી કે આજની પરિસ્થિતિમાં સેવા માટે થોડીક બાંધછોડ કરવી પડે. હા બાંધછોડ કરવી જોઈએ પણ એક લક્ષ્મણરેખા સુધી બાંધછોડ શક્ય બની શકે. એનાથી બહાર જઈ બાંધછોડ શક્ય ના બને. ભગવાનને પલાડેલો બાજરો જ ફક્ત ધરાવ્યો હતો ત્યાં પણ છપ્પનભોગના સ્વાદ આવ્યા હતા એટલે સવાલ એ નથી કે ભગવાનને શું જરૂરિયાત છે એ પ્રમાણ છે તમારા બધા પાસે એથી પ્રશ્ન એ છે કે ઘરમાં બિરાજતા પ્રભુને અનુકુળતા છે કે નહિ ?

**ભગવદ્ભજનાનુકૂલે :-**

જે ઘરમા ધર્મના નામે ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્ર થઈ રહ્યું હોય, જે ઘરમાં ભગવાનને અપશબ્દ આપવામાં આવતી હોય, કેમ કે પત્ની આખો દિવસ સેવા કરતી હોય અને પતિ આખો દિવસ કહ્યા કરે કે આખો દિવસ શુ ભગતવેડા કર્યા કરે છે ? આવી કંઈક પરિસ્થિતિ હોય, બાળકોમાં રોષ હોય. બાળકો જ્યારે મોટા થાય ત્યારે કકળાટ કર્યા કરતા હોય કે આ શું ? અહીંયા ન અડકો, અહીંયા હાથ ના લગાડો, અહીંયા ના ઉભા રહો, ફલાણુ ન કરો ને ઢીકણું ન કરો.

આ બધી પરિસ્થિતિમાં જો કકળાટ થતો હોય, આખો દિવસ ઘરમા ક્લેષ ભર્યું વાતાવરણ, દિવસમાં ચાર વખત કઈ ને કઈ હેતુથી ઝઘડો થઈ જતો હોય તો શ્રીમહાપ્રભુજી, શ્રીગુંસાઈજી અને શ્રીગોકુલેશ દાદા સ્પષ્ટ કહે છે કે ભગવદભજનાનુકુલે ભલે કોઈ સંયોગ સેવામાં ન આપે, તમે એકલા કરતા હો, પણ સેવાના નામે કકળાટ ન થવો જાઈએ. સેવાના નામે ક્લેષ થવો ન જોઈએ, પણ જ્યાં આચાર વિચાર બીલકુલ પાળી શકાય તેવું ન હોય અને અત્યાચાર થાય તેવું હોય તો તેવા સંજોગોમાં સેવા ન કરવી જોઈએ. અહીંયા પણ કહ્યું છે. ભગવદભજનાનુકુલે ગૃહે, અહીં પણ ગૃહ છે. ઘણાં બધા લોકો ભ્રમણા ઉત્પન્ન કરીને સમજાવે છે કે ઘરનો મતલબ ગૃહસ્થ પણ થાય છે.

હા બરાબર છે ગૃહનો મતલબ ગૃહસ્થ પણ થાય છે તેની કોઈ ના જ નથી પણ એ ગૃહસ્થ પણ કઈ સાર્વજનિક સ્થળ તો નથી જ થઈ જતું ને, એટલુ તો સમજી શકાય છે. લોકોને કેમ બહેકાવી રહ્યા છો? લોકોને ઉંધે રવાડે કેમ ચઢાવી રહ્યા છો? સત્યને શોધવાની તમને જો એક એવી વ્યર્થ ચિંતા હોય તો આવીને ચર્ચા કરીને નિરાકરણ કરો, સામે બેસવાનો સમય આવ્યો, આજથી પાંચ સાત વર્ષ પહેલા જ્યારે નિર્ણાયક પરિસ્થિતિ ગોઠવવામાં આવી ત્યારે બધા પલાયન કરી ગયા. કોઈ વ્યક્તિએ એનો સામનો ન કર્યો એનામાં વિતંડાં ઉભી કરવામાં આવી.

શ્રીમહાપ્રભુજીના નામે એ વાત ન હતી. વાત સત્ય હતી. સત્યનો નિર્ણય પણ એ પરિસ્થિતિમાં નિકળી આવ્યો, પણ એમાં પણ કઈ અસત્ય નથી એ પણ સત્ય છે. તેથી આ વાતનો વિચાર કરો કે શ્રીમહાપ્રભુજી શું કહી રહ્યા છે. વારંવાર ‘ગૃહ’

શબ્દ આવી રહ્યો છે ત્યારે દાદાજી શ્રીગોકુલેશજી કે શ્રીગુંસાઈજી કે શ્રીમહાપ્રભુજી એવું નહોતા લખી શકતા કે કોઈ અન્યત્ર સ્થળે, **बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः**

અહીંયા છે ને મગનુ નામ મરી પાડવામાં આવી રહ્યું છે. તેથી ઘરના નામે ગૃહસ્થ કરી લોકોને બહેકાવો નહિ. ખોટા રસ્તે ન લઈ જાવ. ઘર તો ઘર જ છે અને વારંવાર એક જ જગ્યાએ નહીં પણ ઘણી બધી જગ્યાએ વારંવાર એ જ 'ગૃહ' શબ્દ કહેવામાં આવે છે. તેથી કહેવામાં આવે છે તે "**भगवद्भजनानुकूले गृहे**" રહીને "**स्थित्वा**" આ સ્થીત્વા શબ્દને ક્યાં લઈ જશો. સાર્વજનિક સ્થળમાં એક છ કલાક તો કાઢો, કાઢે છે અધિકારી અને જે વ્યવસ્થા કરવાવાળા બેસે છે તે બાકી કોઈ નથી બેસતું.

**गृहे स्थित्वा स्वधर्मतः** તમારે સ્વધર્મ કે જે તમારો વર્ણાશ્રમધર્મ છે તે અને તેનાથી આત્મધર્મ પુષ્ટી માર્ગ છે તે, આપણે અગાઉ જોયું કે ધર્મના બે અર્થ થયા એક ધર્મનો અર્થ છે વર્ણાશ્રમધર્મ અને બીજો અર્થ છે આત્મધર્મ. દેહધર્મનો એટલે પણ નિર્વાહ કરતાં અને આત્મધર્મનો પણ નિર્વાહ કરતા કરતા અંતઃ તો ગત્વા દેહધર્મ તો છોડી દેવો છે પણ આત્મધર્મ સુધી તો પહોંચવું છે.

અંતે આત્મધર્મ સુધી પહોંચવાનું જ નામ છે : **संप्रयेत सर्वविषयानां सर्वपादमूलम्**

તેથી આત્મધર્મ સુધી પહોંચવાની વાત કરે છે : **स्थित्वा स्वधर्मतः श्रीकृष्णं भजेत्**

શ્રીકૃષ્ણની સેવા કરો, આ ભજેત્ ક્રિયા પદ છે તે સંસ્કૃતના જાણકારને પૂછશો તો ખબર પડશે ભજ્યતે આદેશના રૂપમાં છે.

આવા અનેક સ્થળોએ ગૃહસેવા અને સેવાના પ્રકારની સ્પષ્ટતા ગ્રંથોમાં થઈ ગઈ છે. તેથી આ ગૃહ શબ્દને જોઈ લો. શ્રીમહાપ્રભુજીની ભક્તિનો પ્રકાર છે અને આજ વાત વાર્તાઓમા સ્પષ્ટ થાય છે. ઘરમાં રહીને શ્રીકૃષ્ણની સેવા કરો. ભજેત, ભજેત શબ્દ ક્રિયાપદ છે. શ્રીમહાપ્રભુજી આપણને વિનંતી નથી કરી રહ્યા, શ્રીમહાપ્રભુજી આપણને ભલામણ નથી કરી રહ્યા, શ્રીમહાપ્રભુજી આપણને સલાહ સૂચન નથી કરી રહ્યા પણ જો આપણે એમના ચરણ શરણમાં આવ્યા હોઈએ તો શ્રીમહાપ્રભુજી આપણા સ્વામી તરીકે આદેશ આપી રહ્યા છે આજ્ઞા કરી રહ્યા છે કે ગૃહે સ્થિત્વા સ્વધર્મતઃ શ્રીકૃષ્ણં ભજેત્ તેથી ગૃહ શબ્દને જોઈલો, પુષ્ટિમાર્ગીય ભક્તિનો શ્રીમહાપ્રભુજીની દષ્ટિએ જે પ્રકાર છે તે આજ ગૃહ સેવાનો છે અને આજ વાત વાર્તાઓમાં સ્પષ્ટ થાય છે.

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ! માંથી સાભાર.....



# સ્વ-માર્ગીય સમજ

## આત્મનિવેદન સંબંધી વિવિધ પ્રશ્નોત્તર

**શિષ્ય** :- કૃપાનાથ ! કોઇ વિતંડાવાદી એવી શંકા કરે ત્યારે અમારે શો જવાબ આપવો. જેમકે :-

**देहादेर्ब्रह्मसंबन्धकरणं नाम किं मतम् ।**

**ब्रह्माध्यासोऽत्र देहादौ तदध्यासोऽथवा परे ।।**

**संयोगोऽर्थान्तरं वेति स्फुटमेतिन्निरूप्यताम् ।**

તમે પુષ્ટિમાર્ગીયો બ્રહ્મસંબંધ કરાવો છો તે -

(૧) **દેહાદિક**માં બ્રહ્મને અધ્યાસ કરાવો છો ? કે

(૨) **બ્રહ્મ**માં દેહાદિકનો અધ્યાસ કરાવો છો ? કિંવા

(૩) **દેહાદિક** અને બ્રહ્મનો સંયોગ સંબંધ કરાવો છો ? કે

(૪) આ સિવાય બ્રહ્મસંબંધનો અર્થ કંઇ જુદો જ છે તે સ્ફુટ રીતે કૃપા કરી નિરૂપણ કરો.

**ગુરુદેવ** :- વિતંડાવાદીના ઉપલા ત્રણેમાંથી એકેય વિકલ્પનું નામ બ્રહ્મસંબંધ નથી, પણ અમે પહેલાં કહી આવ્યાં છીએ તેમ 'સ્થૂલસૂક્ષ્મદેહ-વિશિષ્ટ જીવ, તથા તે જીવનાં સંબંધી સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ વગેરે **क्रीडार्थमात्मनं इदं त्रिजगत्कृतं ते** આ શ્રીભાગવત વચનથી પ્રભુએ પોતાની ક્રીડા માટે બનાવેલાં હોવાથી તેના ઉપર સ્વામિત્વ પ્રભુનું જ છે છતાં જીવ પોતાના અજ્ઞાનથી તે ભગવત્સ્વામિક પદાર્થો ઉપર પોતાનું સ્વામિત્વ માની બેઠેલો છે તે નિવૃત્ત કરી તે બધઅ ઉપર પ્રભુનું સ્વામિત્વ માનવું,' એનું જ નામ બ્રહ્મસંબંધ છે. હવે વાદીએ બ્રહ્મસંબંધના વિષયમાં કરેલા વિકલ્પો કેમ નિર્મૂલ છે તે તપાસીએ.

વાદીનો પ્રથમ વિકલ્પ છે કે, (૧) **દેહાદિક**માં બ્રહ્મનો અધ્યાસ કરાવવો. આ વિકલ્પ ઠીક નથી. કારણકે **अतस्मिन् तद्बुद्धिरध्यासः** અધ્યાસ એટલે જે વસ્તુ જેવી છે તેવી ન સમજતાં અન્ય પ્રકારની સમજવી. જેમકે, જીવ એ દેહ નથી પણ અધ્યાસે કરીને દેહને જીવ સમજવામાં આવે છે તે દેહાધ્યાસ કહેવાય, પરંતુ અત્ર તેમ નથી, કારણકે **सर्वं खल्विदं ब्रह्म** આ બધું બ્રહ્મ છે, આ શ્રુતિવાક્યાનુસાર બધું બ્રહ્મ હોવાથી દેહાદિક પણ બ્રહ્મ જ છે, ત્યારે બ્રહ્મરૂપ દેહાદિમાં બ્રહ્મનો અધ્યાસ કેમ કરી શકાય ? ન જ કરી શકાય.

દૃષ્ટાન્ત તરીકે-કેળાં, કુંડલ વગેરે સુવર્ણ જ છે તો તેમાં જેમ સુવર્ણનો અધ્યાસ કરી શકાતો ણથી, તેમ અથ પણ સમજવું. દ્વિતીય વિકલ્પ છે કે, (૨) **બ્રહ્મ**માં દેહાદિનો અધ્યાસ કરાવવો તેનું નામ બ્રહ્મસંબંધ તો તે પણ યુક્તિ નથી. કારણકે અદૃશ્ય પદાર્થમાં દૃશ્ય પદાર્થનો અધ્યાસ થઇ શકે નહિ, ત્યારે **બ્રહ્મ** એ અદૃશ્ય પદાર્થ છે અને **દેહાદિક** એ દૃશ્ય પદાર્થ છે, તેથી બ્રહ્મમાં દેહાદિકનો અધ્યાસ પણ સંભવતો નથી.

તૃતીય વિકલ્પ છે કે, (૩) દેહાદિક અને બ્રહ્મનો સંયોગ કરાવવો તે બ્રહ્મસંબંધ, તો તે પણ યુક્ત નથી, કારણકે કારણરૂપ બ્રહ્મ અને કાર્યરૂપ દેહાદિકનો સંયોગ સંબંધ ઘટી શકે નહિ. જેમ સુવર્ણ અને કુંડલનો સંયોગ કહેવાય નહિ તેમ. જેમ સુવર્ણ જ કુંડલ બની ગયેલું હોવાથી સુવર્ણરૂપ અવયવી, કુંડલરૂપ અવયવમાં **સમાવાય સંબંધથી** જ રહી શકે, **अवयवावयविनोः सप्रवायात्** એ નિયમ પ્રમાણે, તેમ બ્રહ્મ જ જગત બની ગયેલું હોવાથી પોતાના અવયવરૂપ જગતમાં સમવાયથી જ રહી શકે તેમ સંયોગ સંબંધ સંભવે નહિ. આ પ્રકારે વાદિકલ્પિત ત્રણે વિકલ્પો અયુક્ત હોવાથી બ્રહ્મસંબંધનો અર્થ જવાબના પ્રારંભમાં અમે કહી આવ્યા છીએ તે પ્રમાણે સમજવો.

શિષ્ય :- કૃપાનાથ! કેટલાક માયાવાદીઓ આ પ્રમાણે પણ શંકા કરે છે કે :-

**समर्पिते गवाश्वादौ न ममेति यथा मतिः ।**

**तथा देहार्पणान्तेस्ति न वेत्येतद्विमृश्यताम् ।।**

**नास्ति चेन्नार्पणं जातमस्तीत्युक्तिस्तु वै मृषा ।**

**लोकानुभवबाधेन किञ्चित्कर्तुं न शक्यते ।।**

જેમ ગો, અશ્વ વગેરે પદાર્થો કોઈને આપી દીધા પછી તે પદાર્થો ઉપર આપનારનું મમત્વ રહેતું નથી, તે જ પ્રમાણે દેહ, સ્ત્રી, પુત્ર વગેરે નિવેદનમન્ત્ર ગ્રહણ કરી ભગવાનને અર્પણ કરી દીધઅ પછી તે પદાર્થો ઉપર નિવેદન કરનારની મમતા રહે છે કે નહિ? જો કહો કે રહે છે, તો પછી ભગવાનને અર્પણ કરવાનો અર્થ શો? અને જો કહો કે મમતા નથી રહેતી તો તે તમારૂં કહેવું જ મિથ્યા છે. કારણકે લોકના અનુભવમાં તો આત્મનિવેદન કરનાર પહેલાંની જેમજ સ્ત્રી-પુત્રાદિકમાં મમતા રાખી બધો લૌકિક વ્યવહાર કરે છે. જો મમતા ન હોય તો સ્ત્રી-પુત્રાદિક માટે આત્મનિવેદીથી કંઇ થઇ શકે નહિ? આનો ઉત્તર શો આપવો, તે કૃપા કરી આજ્ઞા કરો.

ગુરુદેવ :- આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલા માયાવાદીને પણ એક પ્રશ્ન પુછી લેવો આવશ્યક જણાય છે. સબબ કે તેણે કરેલા પ્રશ્નનો જવાબ તેમાં સમાયેલો છે. તે આ પ્રકારે :

**सर्पमिथ्यात्वविज्ञाने न सर्प इति वै मतिः ।**

**जगन्मिथ्यात्वविज्ञाने सास्ति न वा विमृश्यताम् ।।**

**नास्ति चेन्नाभगवज्ज्ञानमस्तीत्युक्तिस्तु वै मृषा ।**

**लोकानुभवबाधेन किञ्चित्कर्तुं न शक्यते ।।**

**अथ चाभ्याससमये चाहार्यज्ञानमिष्यते ।**

**शनैः शनैरिदं तत्त्वं ज्ञाने परिसमाप्यते ।।**

**इत्युच्यते चेदस्माभिरर्पणेपि तथोच्यते ।**

**न ममेति सदाऽहार्यमभ्याससमये भवेत् ।।**

જેમ દોરડામાં ભ્રમથી 'આ સર્પ છે' એવું જ્ઞાન થાય છે, અને તેની નિવૃત્તિ થવાથી આ સર્પ નથી પણ રજ્જુ છે એવું નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, તે જ પ્રકારે તમારા માયાવાદીનો મતમાં પણ બ્રહ્મમાં જગતનું જ્ઞાન ભ્રમથી થાય છે, અને તેની નિવૃત્તિ એટલે કે 'આ જગત મિથ્યા છે તેથી તે કંઇ પદાર્થ જ નથી, બ્રહ્મ જ સત્ય છે' એવું નિશ્ચયાત્મક જ્ઞાન ગુરોપદેશ કિંવા શાસ્ત્રથી થાય છે કે નહિં? જો કહો કે નથી થતું તો તમારા જ્ઞાનનો પણ અર્થ શો? અને જો કહો કે તેવું નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે તો તમારૂં કહેવું પણ મિથ્યા છે. કારણકે સ્ત્રીપુરુષાદિકમાં તમારી આસક્તિ પહેલાં હતી તેવી જ પછીથી પણ જોવામાં આવે છે. જો તમે એમ કહો કે ''જે સમયથી અમને 'આ જગત્ મિથ્યા છે' એવો ઉપદેશ મળ્યો તે સમયથી 'આ જગત્ મિથ્યા છે' એમ કહેવાનો અમે પ્રારંભ કર્યો, પરંતુ અનાદિ સંસ્કારથી જામેલી મમતા 'આ જગત્ મિથ્યા છે' એટલા ઉપદેશ શ્રવણ કરવા માત્રથી નિવૃત્ત થતી નથી, એટલે કે શાસ્ત્રદષ્ટિથી જગતમાં મિથ્યાત્વ જ્ઞાન રહે છે, અને અનાદિ કાલથી ચાલ્યા આવતા સંસ્કારને લઇને બંધાયેલી વ્યવહાર દષ્ટિથી જગતમાં સત્યપણાનું જ્ઞાન પણ રહે છે, પણ તે આહાર્ય છે, એટલે કે તે જ્ઞાન, (જગત્માં સત્યપણાનું જ્ઞાન) ઉપદેશથી પ્રાપ્ત થયેલ 'જગત્ મિથ્યા છે' એવો જ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખવાથી નષ્ટ થાય છે, અને જગત્માં ખરેખરૂં મિથ્યાત્વ જ્ઞાન સિદ્ધ થાય છે. **बाधकालीनेच्छाजन्यं ज्ञानमाहार्यम्** બાધજ્ઞાનના સમયમાં એટલે કે 'આ જગત્ સત્ય નથી' એતત્પ્રકારક શસ્ત્રશ્રવણપ્રાપ્ત જ્ઞાનના સમયમાં જ 'જગત્ સત્ય છે' એમ માનવાની ઈચ્છા થવી તજ્જન્ય જ્ઞાન તે **आहार्य** કહેવાય.

એમ કહો તો તમારા પ્રશ્નનો જવાબ પણ આ તમારા જવાબમાં જ આવી ગયો. અને તે આ પ્રકારે કે - 'સમર્પણમન્ત્ર લીધા પછી પણ પહેલાના સંસ્કારને લઇને દેહાદિકમાં મમતા રહી આવે છે તે એકદમ નિવૃત્ત થતી નથી, પરંતુ ગુરુના ઉપદેશથી 'દેહાદિકમાં મમતા ન રાખવી' એવું જ્ઞાન થયું છે, 'આ સર્વ ભગવાનનું જ છે, મારૂં નથી' એવું જ્ઞાન પણ થયું છે છતાં થોડા કાળ સુધી આત્મનિવેદીને પણ અહન્તા-મમતાત્મક **आहार्य** જ્ઞાન રહે છે, તે, નિવેદનના અભ્યાસથી દૂર થાય છે.

આ બધું 'જેવો તમારો પ્રશ્ન તેવો અમારો જવાબ' એ ન્યાયે કહેવામાં આવ્યું છે. બાકી ખરી રીતે જોવા જતાં તો 'ગો, અશ્વ બીજાને આપી દીધા પછીથી તે ઉપર આપનારની સત્તા રહેતી નથી', આ દષ્ટાન્ત જ અથ બંધ બેસતું નથી. કારણકે અત્ર તો નિવેદન કરવામાં આવે છે, દાન કરવામાં આવતું નથી અને દાન અને નિવેદનનો ભેદ અમે પહેલાં કહી જ આવ્યા છીએ.

**શિષ્ય :-** કૃપાનાથ! નિવેદનમન્ત્રમાં '**दार**' '**पुत्र**' આદિ પદ આવે છે અને **दार** એટલે તો સ્ત્રી. તો જ્યારે સ્ત્રી બ્રહ્મસંબંધ લેવા આવે ત્યારે સ્ત્રીને તો સ્ત્રી હોય નહી, તેમજ જેને સ્ત્રી, પુત્ર નથી તેવો બાળક અથવા કોઇ વિરક્ત બ્રહ્મસંબંધમંત્રોપદેશ લેવા આવે ત્યારે તેને પણ સ્ત્રી, તથા પુત્ર હોય નહિ, તો પછી તેઓએ એટલે કે સ્ત્રી, બાળક તથા વિરક્ત નિવેદન કરતી વખતે '**दार**' અને '**पुत्र**' પદને ઠેકાણે કયા પદનો ઉચ્ચાર કરવો? અને જો ઉચ્ચારમાં કશો ફરક ન રહે તો ત્યાં '**दार**' અને '**पुत्र**' પદનો અર્થ શો? એવી પણ શંકા લોકો કરે છે, તો કૃપાનાથ! આપ કૃપા કરીને સમાધાન કરશો.

**ગુરુદેવ** :- નિવેદનમન્ત્રમાં '**दार**' અને '**पुत्र**' પદ ઉપલક્ષણવિધાથી મન્ત્રોપદેશ લેનારનો જે કોઇ મમતાસ્પદ પદાર્થ હશે તેનો બોધ કરાવશે. એટલે કે સ્ત્રી નિવેદન કરે તે વખતે '**दार**' પદથી પતિ, તથા પુત્ર નિવેદન કરે તે વખતે '**पुत्र**' પદથી માતા-પિતા, તેમજ વિરક્ત નિવેદન કરે ત્યારે જે પારલૌકિક મોક્ષાદિ પદાર્થ ઉપર તેની મમતા હોય તેનો બોધ કરાવશે.

**શિષ્ય** :- કૃપાનાથ! આપશ્રીએ જે નિવેદન કર્યું, તે શું આપણા શાસ્ત્રમાં ક્યાંય પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે? જો હોય તો કૃપાનાથ! કૃપા કરી આજ્ઞા કરો કે જેથી મારૂં હૃદય બિલકુલ નિઃશંક થઇ જાય.

**ગુરુદેવ** :- પૂર્વમીમાંસાના પ્રથમ અધ્યાયના ચતુર્થ પાદમાં સત્તાવીશમાં સૂત્રમાં 'સૃષ્ટિન્યાય' છે. અને તે ન્યાયથી ભૂમનિબન્ધના ગૌણી શક્તિ માનવામાં આવી છે અને તે શક્તિથી અત્ર '**दार**' પદથી પતિ તથા '**पुत्र**' પદથી માતા-પિતાનો બોધ સિદ્ધ થશે.

**શિષ્ય** :- કૃપાનાથ! આ ન્યાય જરા વિસ્તારથી સમજાવવાની કૃપા કરશો.

**ગુરુદેવ** :- '**सृष्टीरुपदधाति**' 'સૃષ્ટિ' નામવાળી ઈંટોનું ઉપધાન કરે છે, આ વાક્ય સૃષ્ટિસંજ્ઞક ઈંટોના ઉપધાનનું વિધાન કરે છે. ત્યાં એવી આકાંક્ષા થાય છે કે સૃષ્ટિ એવી સંજ્ઞા કોની સમજવી? તે આકાંક્ષાની પૂર્તિ માટે કહ્યું કે **तद्वान् आसामुपधाने मन्त्रः** જેના ઉપધાનમાં **सृज्** ધાતુવિશિષ્ટ મન્ત્ર હોય તે ઈંટો 'સૃષ્ટિ' સંજ્ઞક જાણવી. **ब्रह्मासृज्यत, भूतान्यसृज्यन्त इत्यादि** મન્ત્રો **सृज्** ધાતુવિશિષ્ટ છે. આ મન્ત્રોથી જેનું ઉપાધાન વિધાન કરાયેલું હોય તે 'સૃષ્ટિ' સંજ્ઞક કહેવાય. હવે ચાલુ બાબતમાં એમ સમજવું કે આ સૃષ્ટિસંજ્ઞક ઈંટોનું ઉપાધાન વિધાનના પ્રથમ મન્ત્રમાં **सृज्** ધાતુંને બદલે **धा** ધાતુ પ્રયુક્ત છે, જેમ કે '**एकयास्तुवत प्रजा अधीयन्ते'ति**', ત્યારે તે મન્ત્રથી જેનું ઉપધાન વિહિત હોય તે ઈંટો **सृष्टि** સંજ્ઞક સમજવી કે કેમ? ઉપર કહ્યા પ્રમાણે **सृज्** ધાતુવિશિષ્ટ તે મન્ત્ર નથી માટે શંકા. ત્યારે તે મન્ત્રથી ઉપધાન જેનું વિહિત હોય તે ઈંટો પણ **सृष्टि** સંજ્ઞક સમજવી એ સમાધાન આપ્યું.

અને કારણમાં જણાવ્યું કે દ્વિતીય તૃતીય આદિ ઘણા મન્ત્રોમાં **सृज्** ધાતુ પ્રયુક્ત નથી છતાં **सृज्** ધાતુના બાહુલ્યથી **सृष्टि** સંજ્ઞક ઈંટોમાં તે મન્ત્રથી જેનું ઉપધાન વિહિત હોય તેવી ઈંટોનું પણ ગ્રહણ કરવું. અર્થાત્ આ ન્યાયથી સૃષ્ટ્યસૃષ્ટિસંઘનો બોધ થયો. હવે આ ન્યાયથી ભૂમનિબન્ધના ગૌણી આ પ્રકારે સિદ્ધ થાય છે - ઉત્તરમીમાંસા 'ભૂમાનું' સ્વરૂપ વર્ણવેલું છે તે ભૂમા ભગવાન્ ક્યાં રહે છે એવા નારદજીના પ્રશ્નના ઉત્તરમાં સનત્કુમારે જવાબ આપેલો છે કે તે પોતાના મહિમામાં રહે છે, અને તે મહિમા શું હશે એવી જીજ્ઞાસા નારદજીને થાય તેટલા માટે સનત્કુમારે ગાય, અશ્વ, હસ્તી, સુવર્ણ, દાસ, સ્ત્રી એટલું મહિમાનું સ્વરૂપ બતાવ્યું.

પરંતુ ભૂમાના મહિમાનું સ્વરૂપ ગાય વગેરે ઉપર બતાવ્યું તેટલું જ સમજવું એવું સનત્કુમારનું તાત્પર્ય નથી પરંતુ જેની પાસે જેટલો મહિમા હોય-બતાવ્યા કરતાં વિશેષ હોય યા ન્યૂન હોય-તે બધો જ મહિમા અત્ર તાત્પર્ય વિષયીભૂત છે. શંકા-ગો, અશ્વ, હસ્તી, સુવર્ણ એમ નામ લઇને ભૂમાનો મહિમા વર્ણવ્યા પછી જેનો જેટલો મહિમા હોય તેનો બોધ શી રીતે થઇ શકે? સમાધાન-ઉપલક્ષણવિધિથી, આનું જ નામ ભૂમનિબન્ધના ગૌણી છે. તેમ અત્ર પણ **इह** અને **पर** આ

બે પદનો જ વિસ્તૃત અર્થ **દારાગારપુત્રાપ્તવિત્ત** પદથી સમજાવેલો છે, એટલે કે ઐહિક પારલૌકિક જે કંઇ મમતાસ્પદ હોય તે બધું પ્રભુને અર્પણ કરાવવામાં અત્ર તાત્પર્ય છે. **દાર** એટલે માત્ર તદ્વાચ્ય અર્થજ નહિ, તેમજ **પુત્ર** એટલે પુત્ર જ નહિ પરંતુ ઉપલક્ષણાવિધાથી જે જેનો મમતાસ્પદ પદાર્થ હોય તે અત્ર સમજવો.

ક્રમશઃ

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...



## દર્શન અને સેવા

**(વ્યાખ્યાનકર્તા : રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી)**

*આસરે આઠ દશક પૂર્વે ગોંડલના નામદાર દિવાન અને જાણીતા તત્કાલીન સાંપ્રદાયિક વિદ્વાન રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારીજીએ રાજકોટમાં શ્રીબાલકૃષ્ણલાલજીની હવેલીમાં 'દર્શન અને સેવા' એ વિષય ઉપર એક મનન કરવા યોગ્ય બોધક વ્યાખ્યાન આપ્યું હતું. આવો અલભ્ય લાભ લેવાને વૈષ્ણવોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. આપણે પણ આ વ્યાખ્યાનનો લ્હાવો મેળવીએ.*

## પ્રભુનું સ્વરૂપ અને તેનું દર્શન

શુદ્ધ ભાવથી શ્રીપ્રભુના દર્શન કરીએ અને તેમની સેવા કરીએ તો જ દર્શનનું અને સેવાનું માર્ગીય ફળ મળે છે. શ્રીપ્રભુનું સ્વરૂપ મૂર્તિ કે પ્રતિમા શબ્દથી કહેવાતું નથી; પરંતુ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ શબ્દથી જ ઓળખાય છે. આ ભાવાર્થ હૃદયમાં ઠસે તો જ દર્શન અને સેવા થાય. કેટલાક અનધિકારીઓ સ્વરૂપને મૂર્તિ માને છે, પરંતુ તે તેઓની ભ્રાન્તિ છે સ્વરૂપ મૂર્તિ હોય જ નહિ; તે તો સાક્ષાત્ પ્રભુ જ હોય. આવી દઢતા સાથે ભાવથી જો સેવા કરવામાં આવે તો તેવી સેવા કરનારા ભક્તને પ્રભુ પોતાના દિવ્ય આધિદૈવિક સ્વરૂપની ઝાંખી કરાવે છે, તેવા ભક્તની સાથે વાતો પણ કરે છે.

આપણા પ્રભુ સાકાર છે, આનંદ મયાકાર છે, રસરૂપ છે, ભક્તિને વશ છે, શુદ્ધ ભાવરૂપ કાચા સુતરનાં તાંતણાંથી પણ તેમનાં ચરણારવિંદ બાંધી શકાય છે. તેમને વશ કરવાનું પ્રેમ સિવાય બીજું એક પણ સાધન નથી. સ્વતંત્ર પ્રભુ જ્ઞાનાદિક સાધનોથી વશ થઇ શક્તા નથી; એવો શાસ્ત્રોનો સંદેહરહિત ઉત્તમ સિદ્ધાંત છે. સ્વતંત્રને પરતંત્ર કરવા હોય, પ્રભુનાં દિવ્ય સ્વરૂપનાં દર્શન કરવાં હોય, દિવ્ય સ્વરૂપ સાથે વાત-ચિત કરવી હોય તો શુદ્ધ ભાવની આવશ્યક્તા છે. શાસ્ત્ર કહે છે કે પ્રભુ હૃદયમાં બિરાજે છે, પરંતુ તે હૃદય શુદ્ધ અને પવિત્ર હોવું જોઇએ. શુદ્ધ હૃદયમાં જ પ્રભુ બિરાજે છે, અને ઉત્તમ ભક્તને તો કૃપા કરીને બહાર પ્રગટ સ્વરૂપે દર્શન આપે છે.

મનુષ્યનાટ્યનો અંગીકાર કર્યા છતાં કૃપા કરીને અર્જુનને દિવ્યચક્ષુનું દાન કરીને પોતાનાં દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં. અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત થવાનો એક તરફથી બોધ આપે છે અને બીજી તરફ ભિષ્મપિતામહ આદિ નિશ્ચેતન થઇને સ્વમુખમાં પડેલા હોય તેવો અર્જુનને સાક્ષાત્કાર કરાવે છે? વળી અર્જુનને ઉપદેશે છે કે તુ જો લડાઇમાં ઉતરિશ,

તો જ બધાનો નાશ થશે એવો અભિમાન કરતો નહિ. તારી સામે લડવા ઉભેલાઓને મેં પહેલેથી જ મારી મુક્યા છે, તું તો માત્ર નિમિત્તરૂપ થા.

## નાથ ! મને નાથો ! !

આપણા પ્રભુ રસેશ છે. હજારો ગોપીઓના મનોરથો પૂર્ણ કરવાને તેટલાં જ સ્વરૂપો ધરીને નિજ અંતરંગ ભક્તોને શુદ્ધ પુષ્ટિરસનું દાન કરે છે. જેને આખું જગત્ વશ છે, તેવા કામદેવને નાથનારા આપણા પ્રભુ છે. કાલીયાનાગને નાથનારા શ્રીપ્રભુની લીલાનું સ્મરણ કરીને સદા-સર્વદા પ્રભુસ્તુતિ કરો કે - હે નાથ ! કાલીયાનાગને જેમ નાથ્યો તેમ મને પણ નાથો. કાલીયાનાગમાં ઝેર હતું અને તે વ્રજને ત્રાસ આપતો હતો. એટલા માટે તેનું દમન આવશ્યક હતું, એમ જો કહેશો તો મારામાં ઝેર ક્યાં નથી ? કામક્રોધાદિક અનેક દુર્ગુણરૂપ વિષ મારા રોમેરોમમાં પ્રસરેલું છે. એથી જ જેવી દવા કાલીયનાગ ઉપર કરેલી છે, તેવી દયા મારા ઉપર કરો. આપનાં બન્ને ચરણારવિંદો મારા મસ્તક ઉપર સ્થાપીને જોરથી મારો મદ ઉતારો, મને પવિત્ર કરો, અને તેમ કરીને શાસ્ત્રોમાં વર્ણવેલી પરાભક્તિનું મને દાન કરો. આવા ભાવો અને વિચારોની સ્ફૂર્તિ અહર્નિશ રહે તો જ પ્રભુ પ્રતિ દીનતા તેમ જ દાસત્વ સિદ્ધ થાય.

## અકિંચનગોચર-ગરીબના બેલી પ્રભુ

પાંડવો સાથે પ્રભુ વરસો સુધી રહ્યા, તેમ છતાં તેમનું ખરૂં સ્વરૂપ પાંડવોમાંથી કોઇ પણ જાણી શક્યું ન હતું. તેના જાણનાર તો માત્ર કુંતાજી જ હતાં. તેમણે મનુષ્યરૂપ ધારણ કરેલા શ્રીકૃષ્ણ આધિદૈવિક સ્વરૂપની જે સ્તુતિ કરી છે, તે મનન કરવા જેવી છે. સ્તુતિમાં કહ્યું છે કે-હે પ્રકૃતિથી પર પ્રભુ ! આપ અલક્ષ્ય છો. બીજા શ્લોકમાં કહે છે કે મૂઢદક્ને આપ અલક્ષ્ય છો. પછીના શ્લોકોમાં કહે છે કે જન્મ, ઐશ્વર્ય, વિદ્યા વગેરેનું અભિમાન રાખનાર આપનું સ્મરણ કરતા નથી. આપ તો કેવળ અકિંચન હોય છે, તેને જ ગોચર છો. અકિંચન એટલે પૈસા કપડાં વિનાના ગરીબ નિર્ધન માણસો નહિ; પણ પ્રભુને જેણે સર્વસ્વ અર્પણ કરી દીધું હોય તેવા. દાખલા તરીકે અંબરીષ અને પૃથુરાજા આદિ છે. સર્વસ્વ અર્પણ કરીને એટલે કે રાજ્ય, વૈભવ, ગૃહ, દેહ, ઇન્દ્રિયો વગેરેને માલિક પ્રભુ જ છે, હું નથી, એ તમામનો વિનિયોગ પ્રભુના અર્થે જ થવો જોઇએ. આવા વિચારોનું સતત સેવન એ જ અકિંચનત્વ.

પ્રભુનાં અલૌકિક સ્વરૂપનાં દર્શન ઘણા ભક્તોએ કર્યા છે, તેવા સ્વરૂપનાં દર્શન કરવા હોય તો તે ભક્તોનાં જેવું અકિંચનત્વ, વૈષ્ણવત્વ હતું, તેવું પ્રાપ્ત કરો. એટલે એ ભક્તોનાં વૃત્તાંતો આપને ખરાં જ લાગશે, અને તેમને જે અનુભવ થયો છે, તેવો જ આપને થશે. સત્તાનું, દીવાનગીરીનું, વેપારનું, દ્રવ્યનું કે પાંડિત્યનું અભિમાન રાખનારાઓને પ્રભુના તે સ્વરૂપની ઝાંખી કદી થવાની નથી. એવો શાસ્ત્રોનો સિદ્ધાંત છે. દાસત્વ, દીનતા કેવા પ્રકારનાં જોઇએ, તે જાણવાની ઇચ્છા હોય તો, કૃપા કરી શ્રીગુંસાઈજીની વિજ્ઞપ્તિઓ વાંચો. તરજુમા સાથે તે પ્રસિદ્ધ થઇ છે. શ્રીહરિરાયચરણનાં શિક્ષાપત્રો પણ ખાસ મનન કરવા લાયક છે. ઘણા ખરાં ગ્રંથો વાંચીઓ છીએ; પણ તે સિદ્ધાંતો અનુસાર વર્તન રાખતા નથી.

તેથી વૈષ્ણવકોટિમાં છતાં આપણે પાપી જીવન ગાળીએ છીએ. વૈષ્ણવોનું આવું જીવન જોવામાં આવે તે તો ખાસ ખેદકારક છે. શ્રીગીતાની આજ્ઞા પાળવા જો કોઇના ઉપર વિશેષ ફરજ હોય તો તે શ્રીકૃષ્ણને પ્રભુ માનનારાઓ

ઉપર રહેલી છે. આજ્ઞા કયી છે તે તો શ્રીગીતા વાંચનાર સૌ જાણે છે. પણ આપણામાંના કેટલા આજ્ઞાઓ ભંગ કરતા નથી, તેનો વિચાર કરો. આપણા દોષ જોવા અને તે દૂર કરવા પ્રયાસ કરવો એ આપણી પહેલી ફરજ છે. બીજાના દોષો જોવાને ઘણાનો શોખ હોય છે; પણ તેમ કરવાથી જોનારનું ચિત્ત દૂષિત થાય છે. આપણે સુધરીશું તો બીજાઓ પણ આપણો ઘડો લેશે. મારા વિચાર પ્રમાણે જગત્‌માં ખરા પાંચ હજાર વૈષ્ણવો હોય તો પણ આખા જગતનું કલ્યાણ કરવાને પૂરતા થઈ પડે. પણ ખરૂં વૈષ્ણવત્વ ખૂણે ખાંચરે પણ જડતું નથી. ઘણા વર્ષથી આપણને કાટ ચડી ગયેલો છે. તે હવે કાઢવાની જરૂર છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૩, માઘ ૧૯૭૪માંથી સાભાર ।।*



# શ્રીહરિરાય વાઙ્‌મુકતાવલી

## ।। પુષ્ટિપથમર્મનિરૂપણમ્ ।।

### (અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

(પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો **आसरो एक दृढ़ वल्लभाधीशको** એ પદનો પ્રતિદિન પાઠ કરે છે અને 'પુષ્ટિમાર્ગનાં મર્મ'એ ધોળનો પણ પાઠ કરે છે, પરંતુ એના મૂલ પ્રગટકર્તા કોણ છે, એ વિશે ક્વચિત્ જ માહિતી જોવામાં આવશે. એક ભગવદીય તરફથી શ્રીહરિરાયચરણપ્રણીત **पुष्टिमार्गमर्मनिरूपण** એ ગ્રંથ મળ્યો, ત્યારે જ એ ગ્રન્થના પ્રગટકર્તાનો અને શ્રીદ્વારકેશપ્રભુનો એને જ અનુસરીને પદ રચવાનો નિશ્ચય થયો. શ્રીદ્વારકેશપ્રભુ માત્ર મર્મની સંખ્યા અને એનાં નામ સૂચવે છે, ધોળમાં પણ પ્રાયશઃ એમ જ છે, એ હેતુથી પદ અને ધોળ માત્ર ગાઈને જ સંતોષ માનવો પડતો હતો. જો કે કોઈ અનુભવી વિરલ ભગવદીયના મુખથી એ પદના ભાવાર્થનું શ્રવણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો, તથાપિ શ્રીહરિરાયચરણકૃત મૂલ ગ્રન્થ ઉપલબ્ધ થયા પછી જે સંતોષ થાય છે તે અવર્ણનીય જ છે.)

**अथ श्रीश्रीमदाचार्यकृपया परमा मया ।**

**मार्गमर्माणि रूप्यन्ते यतः कृष्णो वशो भवेत् ।। १ ।।**

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ એવી શ્રીમહાપ્રભુજીની કૃપા વડે માર્ગનાં-પુષ્ટિમાર્ગનાં મર્મોનાં રહસ્ય નિરૂપણ કરવામાં આવે છે, જે નિરૂપણ કરવાથી સાક્ષાત્ પ્રભુ વશ થાય. ૧

(અથવા જે રહસ્યોએ કરી શ્રીકૃષ્ણ વશ થયા)

મર્મ ૧ : **आसरो एक श्रीवल्लभाधीशकौ**

**आदौ दृढो निजाचार्यज्ञचरणाम्बुरूहाश्रयः ।**

**पुष्टिमार्गफलं नैव लभ्यते दानमन्तरा ।। २ ।।**

**तद्दानार्थं हि सर्वेषामाचार्यप्रकटीकृतिः ।**

**अतः साधननिष्ठां हि सर्वामुत्सृज्य सर्वतः ।। ३ ।।**

**स्वाचार्यचरणाम्भोजं भाव्यतां शरणं हृदि ।**

**तथापि साधनकृतिरपाषण्डित्वसिद्धये ।। ४ ।।**

પ્રથમ મર્મ એ છે કે સ્વકીય શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરવો. સર્વથી પહેલાં શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરવાનું કારણ શું ? એમ શંકા થતાં શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગનું ફલ પ્રભુના આપ્યા વિના મળતું નથી; અર્થાત્ સ્વર્ગ વગેરે ફલ જેમ યજ્ઞ કરવાથી મળી શકે છે તેમ પુષ્ટિમાર્ગીય ફલ ભગવત્સ્વરૂપમાં રહેલા અમંદ આનંદનો સેવાદિથી અનુભવ કરવો તે, જ્યારે પ્રભુ દાન કરે ત્યારે જ મળે છે. અમુક કાર્ય કરવાથી મળતું નથી; માટે એ ફલનું સર્વ દૈવી જીવોને દાન કરવાને શ્રીમહાપ્રભુજીને ભૂતલ ઉપર પ્રગટ કર્યા છે, એ હેતુથી પુષ્ટિમાર્ગીય ફલ કૃપા કરીને પ્રદાન કરે છે, ત્યારે જ મળે છે.

એ કારણથી, બીજાં સાધનોમાં રહેલી સર્વનિષ્ઠાને, આસક્તિને ચોતરફથી કાઢી નાખીને, લેશ પણ એ નિષ્ઠાનો અંકુરત રહે તેમ એનો સર્વાંશે ત્યાગ કરી શ્રીમહાપ્રભુજીના હૃદયમાં ભાવના કરો. મૂલ શ્લોકમાં '**साधननिष्ठां**' શબ્દ છે, એનો અર્થ એ જણાય છે કે સાધનોમાં નિષ્ઠા એટલે કે સાધન કરવાથી મને ઉત્તમોત્તમ ફલની પ્રાપ્તિ થશે અથવા મારું કલ્યાણ થશે, એવી નિષ્ઠા-ભાવના ત્યજી દૈવી, એથી કાંઇ સાધનોનો ત્યાગ કરવાનો નથી. એ જ વાતને પોતે અર્થ શ્લોકથી સ્પષ્ટ કરે છે. જો એકદમ સાધનો ઉપર નિષ્ઠા છોડીને સાધનોને પણ જો તિલાંજલી આપે તો પાખંડી ગણાય; માટે પાખંડીમાં ન ખપવા માટે કાંઇ પણ નિષ્ઠા-ભાવના રાખ્યા વિના બધાં સાધનો પણ કર્યે જવાં; સ્મરણ માત્ર શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદનું કરવું.૨-૪

મર્મ ૨ : **मानसी रीतकी मुख्यसेवा व्यसन**

**द्वितीयं कृष्णसेवैव मानसी फलरूपिणी ।**

**यतोऽन्यनिरपेक्षस्य किं देयं प्रभुणापि हि ।। ५ ।।**

**सर्वभावेन सा कृष्णस्वरूपानन्ददायिनी ।**

**तथा निरुद्धो भवति हृदये रसरूपतः ।। ६ ।।**

બીજું મર્મ શ્રીકૃષ્ણ સેવા છે. તનુવિત્તજા દ્વારા સાધન સેવાની પરાકાષ્ઠા પ્રાપ્ત કરી પછી માનસીની અવસ્થા પ્રાપ્ત થાય છે, તે જ અહીં સમજવી; માનસી સેવા ફલરૂપા છે. પ્રેમ, આસક્તિ અને વ્યસન એ ત્રણ અવસ્થાઓ છે. સ્વાતિનક્ષત્રના મેઘજલ પ્રતિ ચાતકને જેવો પ્રેમ છે તેવો પ્રેમ પ્રભુમાં પ્રાપ્ત થાય, સાથેજ ચન્દ્ર અને ચકોરપક્ષી જેવી આસક્તિ પ્રભુ પ્રત્યે થાય ત્યારે પોતાના ધનનો વિનિયોગ પોતાના પ્રેમના સ્થાનરૂપ શ્રીપ્રભુની સેવામાં થાય, ત્યારે તનુવિત્તજા સેવા થાય. અને આ અવસ્થા સિદ્ધ થાય ત્યારે સેવક-વૈષ્ણવને કશી અપેક્ષા રહેતી નથી.

न नाकपृष्ठं એ વૃત્રાસુર ચતુ:શ્લોકીના વર્ણન પ્રમાણે એ સર્વથી નિરપેક્ષ બને છે. જ્યારે એને કશાની અપેક્ષા રહેતી નથી, ત્યારે પ્રભુએ એને શું આપવું જોઇએ ? એ જ ફલરૂપ માનસી અવસ્થાની સેવા જ પ્રભુ પ્રદાન કરે છે. એ

ફલરૂપી માનસી અને વ્યસનાવસ્થા જ્યારે પ્રાપ્ત થાય ત્યારે વ્રજરત્ના જેવો સર્વાત્મભાવ પણ અનુભવાય છે અને એ વડે માનસી સેવા કરતાં એ જ સેવા ભગવત્સ્વરૂપના આનંદનું દાન કરે છે-પ્રભુસ્વરૂપલાવણ્યનું પાન કરાવે છે, તેથી જ એવી માનસી સેવા અલૌકિક શ્રૃંગારરસાત્મા પ્રભુને હૃદયમાં રોકી રાખે છે, અને પ્રભુ પણ એ માનસી સેવાને આધીન બનીને ભક્તના હૃદયમાં રસાત્મકરૂપે બિરાજે છે. ૫-૬

...ક્રમશઃ



# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૩ – બ્રહ્મ સર્વનો કર્તા છે

માયાવાદી શ્રીશંકરાચાર્યજીનો મત નીચે પ્રમાણે છે : બ્રહ્મ એ નિર્ગુણ છે, પણ માયાને લીધે તે કર્તા છે, એમ માનવામાં આવે છે. જ્યારે વિદ્યા વડે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે એ કલ્પનાનો, આરોપનો બાધ થાય છે. માયાવાદીની આવી કલ્પનાનાં કારણો મુખ્ય બે દેખાય છે : એમને ભીતિ છે કે (૧) બ્રહ્મ જો કારણ થાય તો બે તત્ત્વો થાય અને તેથી દ્વૈત થાય; (૨) બ્રહ્મની બધી ઈચ્છાઓ પૂર્ણ થયેલી છે, જો આ પ્રકારનું આપ્તકામ બ્રહ્મ કારણ થાય તો બ્રહ્મમાં અપૂર્ણતાનો દોષ આવે. પણ આ બન્ને ભય નકામા છે. એક તો કાર્યકારણની એકતા જ સૂત્રકાર ભગવાન શ્રીવ્યાસને માન્ય છે અને બીજું, આપ્તકામ છતાં लोकवत्तु लीला कैवल्यम् એ સૂત્ર પ્રમાણે બ્રહ્મ સહજ કારણ થઈ શકે છે.

વળી માયાવાદીની મુખ્ય માન્યતા એ છે કે વિકાર થયા વિના પરિણામ થઈ ન શકે. પણ તે વાદીને બ્રહ્મના વિરુદ્ધસર્વધર્માશ્રયત્વનું અજ્ઞાન હોવાથી તેને આવો ભય ઉત્પન્ન થાય છે. અગાધ, ન સમજી શકાય એવો મોટા, માહાત્મ્યવાળાં એ બ્રહ્મનું પરિણામ થતાં પણ એ સદા સર્વદા અચ્યુત અને અવિકૃત છે. ખરી રીતે તો તે અવિકૃત જ છે, જગતનાં રૂપમાં પરિણામ પામવા છતાં પણ અવિકારી રહે છે અને પોતાના અગાધ માહાત્મ્યને બતાવવા માટે જ તે પરિણામ પામે છે.

जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् વગેરે સૂત્રમાં કહેલો સિદ્ધાંત આ જ છે. બ્રહ્મ જે નિર્ગુણ, અદ્વૈત અને સચ્ચિદાનંદરૂપ છે તે પોતાની મેળે જ સહજ અને સ્વાભાવિક રીતે જ કર્તા થાય છે. એ કર્તૃત્વ સ્વાભાવિક છે, માયિક નથી તે આરોપિત નથી. શ્રુતિ પણ એની જ સાક્ષી પૂરે છે કે એક જ અદ્વિતીય બ્રહ્મ એકાકી રમણ કરતા નથી, ત્યારે બીજાની ઈચ્છા કરે છે, एकाकी न रमते स द्वितीयमैच्छत् બૃહદારણ્યોપનિષદ્ ૧.૪.૩માં પરમાત્મા એકલા રમતા નથી; તેથી તેમણે રમણ માટે બીજાની ઈચ્છા કરી. હું અનેક હોઉં એવી ઈચ્છા થતાં પરમ કૃપા વડે પોતે જ આ સર્વ થયા. તે તે સાધન કરાવી તે તે ફલદાન કરી ભગવાન જગત્‌રૂપે પ્રગટ થઈ લીલા કરે છે, ક્રીડા કરે છે, ખેલે છે, એ જ વૈદિક સિદ્ધાંત છે અને શુદ્ધાદ્વૈત (આપણો શ્રીમહાપ્રભુજી દ્વારા પ્રગટીત માર્ગ) વેદાન્ત પણ આ જ અભિપ્રાય સ્વીકારે છે, અને કહે છે કે અવિકૃત, નિર્ગુણ અને સચ્ચિદાનંદ બ્રહ્મ આવિર્ભાવ તિરોભાવ વડે, પ્રગટ અને અપ્રગટ બનીને કામધેનુ, કલ્પવૃક્ષ,

ચિંતામણિ, ઊર્ણનાભિ (કરોળિયો પોતાની લાળમાંથી જાળ ઉત્પન્ન કરે છે એમ), અહિકુંડલ (સાપ સીધો હોવા છતાં કુંડાળું, વાંકોચૂકો થાય છે તેમ) વગેરેની માફક અનેક સ્વરૂપ ધારણ કરે છે, અને વિચિત્ર લીલા કરે છે. આ સિદ્ધાંત અનુસાર બ્રહ્મનું કર્તૃત્વ માયાથી નથી, આરોપાયેલું નથી, પણ પોતાનું જ પૂર્ણ માહાત્મ્ય દર્શાવવાને માટે છે, વાસ્તવિક છે.

અને આ જગતનો કર્તા બ્રહ્મ કાંઇ સગુણ નથી. જગત્કર્તા બ્રહ્મ તો અવિકૃત, નિર્ગુણ, અદ્વૈત અને સચ્ચિદાનંદ છે, કારણકે સગુણ બ્રહ્મ પરતંત્ર છે અને સ્વતંત્રતા વિના કર્તૃત્વ સંભવે નહિ. જેને ગુણાભિમાન હોય તે સગુણ કહેવાય. બ્રહ્મા વગેરે સત્ત્વ વગેરે ગુણોના અધિષ્ઠાતા દેવો છે, બ્રહ્મના અંશ છે અને સગુણ છે. અને જો સગુણને કર્તા માનીએ તો બ્રહ્મની સ્વતંત્રતા જતી રહે છે.

પણ तत् सवितुः वरेण्यम्, એ વેદ ગાયત્રી છે, જે ઋગ્વેદ ૩.૬૨.૧૦માં તે સવિતાદેવના વરણીય અવિદ્યાનાશક સ્વરૂપનું ધ્યાન ધરીએ છીએ, જે (સવિતા) અમારી બુદ્ધિને પ્રકર્ષથી પ્રેરો. बहु स्याम् प्रजायेय તૈતરિયોપનિષદ્ ૨.૬.૧; છાંદોગ્યોપનિષદ્ ૬.૨.૩; બૃહદારણ્યોપનિષદ્ ૧.૪.૩માં પરમાત્માએ ઇચ્છા કરી કે હું બહુ થાઉં અને પ્રજા ઉત્પન્ન કરું, स ह एतावान् आस બૃહદારણ્યોપનિષદ્ ૧.૪.૩ તે પરમાત્મા ખરેખર તેટલા થયા, तत् आत्मानं स्वयमकुरुत તૈતરીયોપનિષદ્ ૨.૭ તે પરમાત્મા પોતે જ પોતાના આત્માને રચતા હતા, आत्मैव इदं सर्वम् છાંદોગ્યોપનિષદ્ ૭.૨૫.૨ આત્મા જ આ સર્વ છે, यतो वा इमानि भूतानि जायन्ते તૈતરીયોપનિષદ્ ૩.૧ જેમાંથી આ પ્રાણીઓ જન્મે છે...તે બ્રહ્મ છે, વગેરે શ્રુતિવાક્યો; जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् વગેરે સૂત્રવાક્યો; अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा ગીતા ૭.૬ બધા જગત્નું ઉત્પત્તિસ્થાન અને પ્રલયસ્થાન હું છું, વગેરે ભગવાનનાં વાક્યો અને जन्माद्यस्य यतोऽन्वयादितरतः શ્રીભાગવતમાં આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેનાથી છે તે બ્રહ્મ સમવાયિકારણ અને નિમિત્ત કારણ છે, વગેરે શ્રીમદ્ ભાગવતનાં વાક્યો સાક્ષાત્ નિર્ગુણ અને અવિકૃત જ બ્રહ્મ જગતનો કર્તા છે એમ ઉપદેશ કરે છે.

તે ઉપરાંત સદંશ બ્રહ્મ જ સમવાયિકારણ છે, એટલું જ નહિં પણ ચિદંશ બ્રહ્મ પણ કારણ છે; કારણકે સૂત્રકાર तत्तु समन्वयात् સૂત્ર સુધી સદંશ બ્રહ્મ જગત્કારણ છે એમ કહી ચિદંશ બ્રહ્મ પણ જગત્નો કર્તા છે એમ ઇક્ષત્યધિકરણથી (બ્ર.સૂ.૧.૧.૪-૧૦) પ્રતિપાદન કરે છે. વળી ईक्षतेर्नाशब्दम् બ્ર.સૂ ૧.૧.૪ બ્રહ્મનું પ્રતિપાદન શાસ્ત્રથી નથી થઇ શક્તુ એમ નથી, કારણકે શ્રુતિની અંદર આવેલાં સૃષ્ટિવાક્યોમાં બ્રહ્મનાં, ઈક્ષણનું-વિચારક્રિયાનું-વર્ણન છે, આ સૂત્રથી આ બ્રહ્મનું બધાં ઉપનિષદોમાં વર્ણન કરવામાં આવેલું છે એમ બતાવવામાં આવ્યું છે. અને છેલ્લે આ જાતનું કર્તૃત્વ ગૌણ કે ઔપચારિક નથી. કારણકે ત્યાં 'આત્મા' શબ્દનો પ્રયોગ છે.

બીજી રીતે જોઇએ તો પણ કર્તૃ સગુણ નથી. જગત્કર્તા બ્રહ્મમાં જેની નિષ્ઠા, સ્થિતિ, હોય તેને મોક્ષ મળે છે એમ સૂત્રકાર કહે છે; અને જો સગુણ બ્રહ્મ કર્તૃ હોય તો તેમાં નિષ્ઠા રાખનારનો મોક્ષ સંભવે નહિ કારણકે સગુણ કર્તૃ હોય તો તે હેય, ત્યાગ કરવા લાયક હોય, પણ કર્તૃ બ્રહ્મ હેય છે એવું કોઇ પણ ઠેકાણે વચન નથી. આથી કર્તૃ બ્રહ્મ સગુણ હોઇ શકે નહિ.

અહીં આપણે યાદ રાખવાનું છે કે અધ્યારોપ-અપવાદ-વાદ (આ વાદમાં જે ધર્મોનો પ્રથમ આરોપ કરવામાં આવે છે, કલ્પવામાં) તો કર્તૃ બ્રહ્મ હેય છે, ત્યાગ કરવા યોગ્ય છે એમ માનેલું છે. વળી મોક્ષમાં બધું જ બ્રહ્મના જેવું થઇ રહે છે, અને આવું ત્યારે જ બને કે જ્યારે બ્રહ્મ સર્વનું કારણ બન્યું હોય તો અને છાંદોગ્ય શ્રુતિમાં કહેલા 'સ્વપિતિ'નો અર્થ બ્રહ્મનું કારણત્વ પ્રતિપાદન કરે છે, કારણકે 'સ્વ'માં બ્રહ્મમાં-જીવ રોજ લય પામે છે તેથી તે 'સ્વપિતિ' કહેવાય છે. पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते। पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।। ઈશાવાસ્યોપનિષદ્ શાંતિપાઠ પૂર્ણ છે, આ પૂર્ણ છે; પૂર્ણથી પૂર્ણ ઉત્કૃષ્ટ છે; પૂર્ણના પૂર્ણને લઇને પૂર્ણ જ અવશેષ રહે છે. એ શ્રુતિ તો સ્પષ્ટ રીતે કહે છે કે પૂર્ણ એવાં સર્વ કાર્ય પૂર્ણ બ્રહ્મમાંથી જ ઉત્કૃષ્ટ થાય છે. અને છેલ્લે 'આનંદરૂપ' બ્રહ્મ પણ જગત્‌નું કારણ છે એમ આઠ સૂત્રોમાં (૧.૧.૧૧-૧૮) સૂત્રકાર પ્રતિપાદન કરે છે. આવે છે તે ધર્મોનો જ્ઞાન વડે અપવાદ-બાધ કરવામાં આવે છે.

...ક્રમશઃ



# સત્સંગ સુધા

## બળતા ઘરમાંથી બીજું બધું બચ્યું, પણ છોકરું અંદર રહી ગયું ?

કોઇ એક ઘરમાં અગ્નિ લાગી, ત્યારે ઘરવાળો પોતાનો સામાન અગ્નિથી બચાવવા માટે બહાર કાઢવા લાગ્યો. તેણે કબાટ, ખુરસી, પેટીઓ, કપડાંનાં બંડલો પુસ્તકો, ચિત્રો, તિજોરી, વગેરે ઘણી ચીજો બહાર કાઢી. એ પછી અગ્નિ વધી ગઇ, ને અંદર જઇ શકાય તેવું રહ્યું નહિ. ત્યારે કોઇએ પૂછ્યું કે, 'બધું આવી ગયું કે કાંઇ રહી ગયું ?' ત્યારે તે ઘરધણીએ કહ્યું કે, 'સબૂર કરો, હું જોઇ લઉં.' પછી તેણે અગ્નિમાંથી બહાર કાઢેલા સામાન તરફ જોઇને કહ્યું, 'હાય, હાય, બધું આવી ગયું; પણ મારો નાનકડો છોકરો સૂતેલો છે, તે ઘોડિયું અંદર રહી ગયું ?' આ સાંભળી સૌ લોકો તેને ફીટકાર આપવા લાગ્યં કે, 'અરે મૂર્ખા ? પેટીઓ, તિજોરી ને લૂગડાંનાં પોટલાં બચાવ્યાં ને પોતાના છોકરાને ભૂલી ગયો ? અફસોસ, અફસોસ, તે છોકરો અગ્નિમાં બળી મૂઓ.'

આપણે પણ એવી જ રીતે કરીએ છીએ. આપણા આત્મારૂપી નિર્દોષ બાળકને ભૂલી જઇએ છીએ. તેને માયાની અગ્નિમાં જ રહેવા દઇએ છીએ અને જે ચીજોની ખરી રીતે જોતાં કાંઇજ કિંમત નથી, એવી મોહક ચીજોને વધારવા તથા બચાવવા પાછળ જ મંડી પડ્યા છીએ. માટે અગ્નિતો લાગેલી છે જ, પણ હજુ તે વધી ગઇ નથી. એટલા વખતમાં ખુરસી-કોચને છોડી તમારાં બાળકને બચાવી લ્યો. તમારા આત્માને બચાવી લ્યો, બચાવી લ્યો. એની અધોગતિ ન કરો, તેનો નાશ ન કરો. યાદ રાખજો કે, તમારાં ખુરસી, કોચ, પલંગ ને તિજોરીની કિંમત એની પાસે એક કરોડમાં ભાગની પણ નથી. હજી પણ વખત છે; તો સમજો, વખત ગયા પછી કાંઇ નહિ થઇ શકે.....







# આશ્રયકો પદ

## શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ યહ આશા હોં પાઉ;

નિશદિન આશ કરૂં નિજ ચરણન, નયન નિરખી સીરાઉં. ૧

આપ કૃપાસોં સકલ મનોરથ, કરો કૃપાનિધિ તાપ નસાઉં;

હોં અધમગતિ કછુ નહીં સમજું, તાતેં માહા દુ:ખ પાઉં. ૨

અહંકાર અભિમાની લોભ ભર્યો અતિ દુષ્ટ સ્વભાવ અથડાઉં;

પરમ કૃપા હોય શ્રીપુરુષોત્તમકી, ભક્ત સમાગમ પાઉં. ૩



।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ષોડશગ્રંથ પરિચય-નવરત્ન

*પરમ પૂજ્ય ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી આલેખિત*

....ગતાંકથી આગળ

તેથી જેમ માનવી રસ્તે જનારને દશ ગામના માર્ગ બતાવે, પરંતુ જનારે પોતાને જ્યાં જવું હોય તે જ એક માર્ગે તે જાય છે. તેવી જ રીતે કોઇ ભગવદીય દ્વારા, કોઇ ગુરુ દ્વારા, કોઇ ઈશ્વર દ્વારા, જેવો અધિકારી તેવો સંગ પામે અને તે માર્ગમાં તેનો ભાવ દ્રઢ થઇ જાય. તેવી રીતે ગોવિંદ દૂબેને શ્રીરણછોડરાયજીમાં દ્રઢ ભાવ થઇ ગયો.

પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં માર્ગભેદનું નિરૂપણ કરેલું છે જ. બધા જીવોના માર્ગ અલગ અલગ છે. સ્વયં પુષ્ટિમાર્ગમાં પણ ભગવાનની પાસે પહોંચવાની અનેક દિશાઓ એટલે કે અનેક રીતો છે. જે દિશામાં સહજ રીતે આપણે ચાલી શક્તા હોઇએ એ જ બાજુ આપણો જવાનો પ્રયાસ અનાયાસે જ થઇ જાય છે. પોતપોતાના સ્વભાવ પ્રમાણે સરળતાથી જે માર્ગ ઉપર આપણે ચાલી શકીએ છીએ, તે માર્ગને છોડીને વિશેષને વિશેષ ફળ મળવાની અપેક્ષાને વશ થઇને અથવા ખોટું અનુકરણ કરવાના મનના વલણથી જ્યારે આપણે આપણા સ્વભાવથી વિરુદ્ધ માર્ગ ઉપર ચાલવા ઈચ્છીએ ત્યારે તેવા પ્રયત્નમાં ચિંતા, ઉદ્વેગ કે વ્યગ્રતાથી મનનું ઘેરાઇ જવું એ સ્વાભાવિક જ છે.

પુષ્ટિપથનો પથિક સ્વયં પોતાના સ્વરૂપનું અથવા પોતાના કર્તવ્યના સ્વરૂપનું અથવા પોતાને ભજવા યોગ્ય ભગવાનના સ્વરૂપનું ચિંતન કરે, એ તો ચિંતા લેવા માંડે તો તે શ્રીમહાપ્રભુજીને રુચિકર કે પ્રિય નથી. કારણકે ચિંતાનું મૂળ આપણી આસ્થા, ભક્તિ તથા જે સ્વીકાર્યું છે તેને અનુરૂપ મનોવૃત્તિમાં ન રહેતાં અનાવસ્થા, ઉદ્વેગ તથા અસ્વીકારની મનોવૃત્તિમાં રહે છે. ભગવાનની શરણાગતિ સ્વીકાર્યા પછી આ લોક સંબંધી કે પરલોક સંબંધી બધું જ ભગવાનને સમર્પિત કરી દેવું જોઇએ. ભગવાન તો સર્વજ્ઞ, સર્વસમર્થ, સર્વના હિતૈષી, સર્વના સુહૃદ, કર્તા-કારયિતા, અચિંત્ય લીલાવિહારી છે. એવા પ્રકારના ભાવવાળી ભૂમિકા ઉપર સંશય, ચિંતા કે પ્રાર્થનાનો ઝેરીલો અંકુર ફૂટી જ નહિ શકે.

જે કાંઇ થઇ રહ્યું છે તેને લીલાના જ્ઞાનની સાથે સ્વીકારવામાં જ સાચો વિવેક રહેલો છે. ભગવાનની કૃપાથી ભગવત્સેવામાં કે ભગવત્કથામાં જેટલું ચિત્ત તન્મય થતું જાય, તેમાં અધિક ને અધિક આનંદ લેતાં રહેવાની મનોવૃત્તિ એ એક સ્વસ્થ સ્વીકૃતિની મનોવૃત્તિ છે. જ્યારે અનધિકાર ચેષ્ટાઓ દ્વારા જે આદર્શ તન્મયતા આપણને પ્રાપ્ત નથી થઇ, એના વિષે ચિંતા કે ઉદ્વેગની મનોવૃત્તિ એ અસ્વસ્થ અસ્વીકૃતિની મનોવૃત્તિ છે. જે પ્રાપ્ત થયું તેનાથી અધિક પ્રાપ્તિનો મનોરથ અસ્વાભાવિક નથી હોતો, પરંતુ જે પ્રાપ્ત નથી થયું તેની ચિંતા અથવા તેનાથી થયેલો ઉદ્વેગ એ એક અસ્વાભાવિક મનોવૃત્તિ છે. તેવી જ રીતે લૌકિક કે વૈદિક યોગક્ષેમ અંગે પણ નિરંતર ચિંતા કર્યા કરવી તે પણ ભક્તિ-વિરોધી મનોભાવ છે.

તેથી, ભગવત્સેવામાં પ્રવૃત્ત થનારા પુષ્ટિજીવોને શ્રીમહાપ્રભુજી આ નવરત્ન ગ્રંથ દ્વારા બધા જ પ્રકારની ચિંતાઓથી મુક્ત કરવા ઇચ્છે છે.

વૈદિક કર્મો કરવાનો અધિકાર જેવી રીતે ગાયત્રી મંત્રનો ઉપદેશ ગ્રહણ કરવાથી પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે પુષ્ટિમાર્ગમાં ભગવત્સેવાનો અધિકાર બ્રહ્મસંબંધની દીક્ષાથી પ્રાપ્ત થાય છે. આત્મનિવેદનની સાર્થક્તા ભગવત્સેવાની સંપન્નતામાં જ રહેલી છે. આથી જ પોતાનો લૌકિક વ્યવહાર પણ શક્ય હોય ત્યાં સુધી ભગવાનની સેવામાં ઉપયોગમાં લેવાયેલો હોય તે પદાર્થોથી ચલાવવો જોઇએ. તેમાં પણ પ્રયોજન તો ભગવત્સેવાનો નિર્વાહ અન્ય પર આશ્રિત ન હોય તે જ છે. ભગવાનને દાનરૂપે કોઇ વસ્તુની ભેટ કર્યા પછી તેને ફરીને પોતાના ઉપયોગમાં લેવાનું વર્જિત છે, પરંતુ નિવેદન કરાયેલ સમર્પણની પ્રક્રિયામાં કોઇ વસ્તુને ફરીને પોતાના ઉપયોગમાં લેવાનું વર્જિત નથી.

ઊલટાનું આ રીત અનુસરવા જેવી છે. નહિ તો ભગવાનને નિવેદન કરાયેલ અન્ન વગેરેને પણ પ્રસાદના રૂપમાં પાછું લેવાનું વર્જિત માનવું પડે. સિદ્ધાંત રહસ્યમાં (શ્લોક ૪માં) અસમર્પિત વસ્તુના ત્યાગનું જ વિધાન કરેલું છે, તેથી આત્મનિવેદન કરેલ હોય તેને માટે એ સર્વથા ઉચિત વાત છે કે, પ્રભુને સમર્પણ કરાયેલ બધી વસ્તુઓનો ઉપયોગ એવી રીતે કરવો કે, નિશ્ચિત રૂપે પહેલાં તો એકવાર ભગવાનની સેવામાં તેનો વિનિયોગ કરી જ દે, અને પછી પોતાના ઉપભોગ માટે તેને ગ્રહણ કરે. આ નિયમનું પાલન કરવાથી આત્મશુદ્ધિ થાય છે.

પરંતુ અન્ન, વસ્ત્ર વગેરે વસ્તુઓ એક વાર ભગવાનની સેવામાં આવી ગયા પછી બીજીવાર તેને ફરીથી ભગવાનની સેવામાં કામમાં લેવાનો પ્રયત્ન કરવો ઇચ્છવા યોગ્ય છે કે નહિ ? જો તેમ ન કરાય તો આગળ જતાં સેવાનું

સ્વરૂપ પણ નહિ નિભાવી શકાય અને જો તેમ કરાય તો તે સંસારનિ રીતે જ કરવું પડશે. અને તે ઉપાર્જન કરવાની રીતિમાં ફરીને સંસારમાં ફસાવું પડશે અને તો સેવામાં પણ વિઘ્નની સંભાવના રહેશે. એવા પ્રકારની ચિંતા ભગવદ્ભક્તના મનમાં ઊઠી શકે છે. એ તો સ્પષ્ટ જ છે કે, એવી ચિંતા સ્વાર્થપ્રેરિત નથી હોતી, પરંતુ ભગવત્સેવા માટે જ હોય છે. પરંતુ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સ્વાર્થપૂર્તિને માટે ચિંતા કરવી નહિ અને ભગવત્સેવા માટે પણ ચિંતા કરવી નહિ.

જેણે આત્મનિવેદન કરેલ છે તેને માટે એ આવશ્યક છે કે, જીવનમાં સુખ-દુઃખ જે કાંઇ આવે તેને ભગવાનની ઇચ્છા માનીને સ્વાભાવિક રીતે સ્વીકારી લેવું. ક્યારેય ચિંતા કરવી નહિ. લૌકિક વ્યવહાર નિભાવવા માટે લૌકિક પ્રયાસોમાં વ્યસ્ત રહેવાથી એ સંભવ છે કે, મર્યાદામાર્ગીય વૈરાગ્ય સિદ્ધ ન પણ થાય. પરંતુ ભગવાને પુષ્ટિમાર્ગમાં અમારો સ્વીકાર કર્યો છે, તેથી પ્રવાહમાર્ગીય લૌકિક ગતિ પુષ્ટિજીવની નહિ થવા દે, એવી દઢ આસ્થા આપણે રાખવી જોઇએ.

ભગવત્સેવા નિભાવવા માટે વ્યાપાર, નોકરી વગેરે કરવા છતાં સંભવિત એવી બહિર્મુખતાથી બચવાનો ઉપાય એ છે કે, પોતે આત્મનિવેદન કર્યું છે તેનું સંસ્મરણ સતત રાખ્યા કરવું, ‘હું કૃષ્ણનો છું-કૃષ્ણનો દાસ છું.’ કોઇ વિષમ પરિસ્થિતિમાં સેવા ન નિભાવાય ત્યારે પણ જેણે આત્મનિવેદન કર્યું હોય તેવા ભગવદીયોના સત્સંગ દ્વારા આત્મનિવેદન કર્યાનું સ્મરણ સતત રાખ્યા કરવું એ અત્યંત આવશ્યક છે, કારણકે એનું સંસ્મરણ મનના પડદા પરથી છૂટ્યું કે તરત આસુરાવેશ આવી જવાની સંભાવના પ્રબળ થઇ જાય છે.

આત્મનિવેદન કરનારા બધા પુષ્ટિજીવો પછી ભલેને તે ઉચ્ચ કક્ષાના હોય કે ઉતરતી કક્ષાના હોય-બધાનો સંબંધ દાસના રૂપમાં ભગવાનની સાથે જોડાઇ જ ગયો છે, તો પછી શેની ચિંતા? ભગવાન આપણા સ્વામી છે, તે જે કાંઇ નિજ ઇચ્છાથી કરે, તે આપણને સ્વીકાર્ય હોવું જોઇએ, અને તેમ છતાં ભગવાન તો ભક્તવશ પણ છે, તેથી પોતાના ભક્તોની વિકાર વગરની બધી જ મનોકામના, કોઇપણ પ્રાર્થનાની અપેક્ષા વિના ભગવાન એમની મેળે જ પૂર્ણ કરશે, એવી આસ્થા આપણે રાખવી જોઇએ અને ચિંતાથી મુક્ત થવું જોઇએ.

આત્મનિવેદન તો આપણે ભગવાનને કરીએ છીએ, પરંતુ સેવા તો પોતાનાં પત્ની-પુત્ર-પરિવારની પણ કરવી જ પડે છે, એવી ચિંતા પણ આત્મનિવેદન કરનારે કરવી ન જોઇએ; કારણકે બ્રહ્મસંબંધ દીક્ષાના સમયે આપણે માત્ર પોતાનું જ નહિ પરંતુ સમસ્ત પરિવારનું સમર્પણ ભગવાનને કરી દઇએ છીએ. તેથી આપણી સાથે સંબંધિત બધું જ પ્રભુનું છે, અર્થાત્ બ્રહ્મની સાથે સંબંધિત થઇ જાય છે તેથી તેઓનું ભરણપોષણ કે સંરક્ષણ ભક્તિવિરોધી ભાવ કે વ્યવહાર ગણાતો નથી. તો પછી ચિંતા શા માટે કરવી જોઇએ?

પરિવારના સદસ્ય જેવાં કે પત્ની-પતિ, માતા-પિતા, કે સંતતિ વગેરે, જો ભગવત્સેવામાં સહાયક નહિ થતાં બીજાં કોઇ સાંસારિક કાર્યોમાં રચ્યાં પચ્યાં રહેતાં હોય તો તેની પણ ચિંતા કરવી નહિ; કેમકે આપણું કર્તવ્ય તેઓને પ્રભુને સમર્પિત કરવાનું છે. તેથી એ પ્રમાણે કરી દેવાથી, બધું જ ભગવાનની ઇચ્છા ઉપર આધારિત રહે છે, કે પ્રભુ તેમને ક્યારે પોતાની સેવામાં લે. સહજ સદ્ભાવથી અને પ્રેરણાથી તેમને ભગવત્સેવામાં પ્રવૃત્ત કરાવી શકાય તો તે સારી

વાત છે, નહિ તો તેઓની ભગવત્સેવાની રુચિ કે પ્રવૃત્તિ ન દેખાતી હોય તો વ્યર્થ ચિંતા, કલહ, કે ક્લેશ કરવો તે ભક્તિવિરોધી ભાવ છે.

કોઇક વાર એમ પણ બને કે એવી વ્યક્તિઓ સાથે કામ આવી પડે કે જેમના વિષે બ્રહ્મસંબંધ લેવાના સમયે તેઓને ભગવાનને સમર્પિત કરવાનો મનોભાવ આપણામાં સર્વથા હોય નહિ, પરંતુ તેથી ચિંતા કરવાની કોઇ આવશ્યક્તા નથી; કારણકે એક વાર સર્વાત્મભાવથી પ્રભુ પ્રત્યે સમર્પિત થઇ ગયા પછી, ભલે તે સમર્પણ સમજપૂર્વક ન પણ થયું હોય, તો પણ ચિંતાનું કોઇ કારણ રહેતું નથી.

કોઇ કોઇ વાર આપણને વિશ્વાસ નથી બેસતો કે અમારા આત્મનિવેદનને પ્રભુએ સાંભળ્યું કે નહિ, અમે તો બધું જ સમર્પણ કરી દીધું, પરંતુ ભગવાને તેનો સ્વીકાર કર્યો કે નહિ, એવી ચિંતા પણ નકામી છે; કારણકે શ્રીકૃષ્ણ તો પુષ્ટિપુરુષોત્તમ છે, તેથી જેમ વ્રજભક્તોનો અન્યાશ્રય છોડાવીને આપમેળે જ પોતાના ભજનમાં તેઓને પ્રવૃત્ત કરે છે, તેમ જ જ્યારે અને જે ક્ષણે તે પોતાના ભજનમાં આપણને પ્રવૃત્ત કરવા ઇચ્છશે તે જ ક્ષણે એની મેળે જ આપણો તથા આપણી સાથે સંબંધિત બધી વસ્તુનો અથવા બધી વ્યક્તિઓનો સેવામાં વિનિયોગ અનાયાસે સંપન્ન થઇ જશે. જો ભગવાનની ઇચ્છા પુષ્ટિમાર્ગમાં આપણા અંગીકારની ન હોય તો આપણે આત્મનિવેદન પણ ન કરી શકીએ. પ્રભુ તો સર્વસમર્થ છે, તેથી અમારી બધી જ અયોગ્યતાને દૂર કરીને, કોઇપણ સાધનની અપેક્ષા વગર આપણને યોગ્ય પણ બનાવી શકે છે. તેથી આપણે નિવેદન કે સમર્પણ કરવાને યોગ્ય છીએ કે નહિ, એવી ચિંતા પણ પુષ્ટિભક્તે કરવી જોઇએ નહિ.

જ્યારે લૌકિક પ્રવૃત્તિઓ વગેરેમાં કોઇ કઠિનાઇ આવી પડે, વૈદિક, વર્ણાશ્રમ ધર્મના પાલનમાં કોઇ કઠિનાઇ ઊભી થાય ત્યારે પણ ચિંતા કરવી જોઇએ નહિ. ઊલટાનું એમ સમજવું જોઇએ કે ભગવાન વધુ ને વધુ ભક્તિમાર્ગ ઉપર આગળ વધવાનો અવસર આપણી સામે ઊભો કરી રહ્યો છે.

આવો! સર્વે પુષ્ટિજીવો આવો! અને આવી વિષમ પરિસ્થિતિમાં પણ પોતાની પુષ્ટિભક્તિને નિભાવવાનો પ્રયત્ન કરો. લૌકિક કે વૈદિક વ્યવહારમાં સ્વાસ્થ્યનું શું મૂલ્ય, જો પુષ્ટિભક્તિનું સ્વાસ્થ્ય ન હોય? (જો પુષ્ટિમાર્ગની આત્મનિર્ભરતા ન હોય તો લૌકિક કે વૈદિક વ્યવહારોમાં તેની કશી જ કિંમત નથી.) જો ભગવાન લૌકિક દૃષ્ટિએ કે વૈદિક દૃષ્ટિથી કંઇક વિષમ પરિસ્થિતિ આપણી સામે ઊભી કરતા હોય તો નિશ્ચિંત થઇને તેને સહન કરી લેવી જોઇએ; કારણકે, સંભવિત છે કે એવી રીતે ભગવાન આપણને પુષ્ટિમાર્ગ ઉપર આગળ વધારવા ઇચ્છે છે.

ભક્તિની પ્રારંભિક અવસ્થામાં ગુરુની આજ્ઞા અનુસાર જ ભગવત્સેવા કરવી જોઇએ, પરંતુ ભગવાનની ઇચ્છાને અધીન કે ભગવાનની આજ્ઞાને આધીન સેવાના પ્રકારમાં કંઇક ભિન્નતા પણ આવી જાય તો તેમાં પણ ચિંતા જેવું કાંઇ નથી. ગુરુની આજ્ઞા અનુસાર હોય કે ભગવાનની આજ્ઞાનુસાર હોય, જેવી રીતે હોય તેમ, પણ કૃષ્ણસેવામાં તત્પરતા વધતી જાય તે જ જીવનપ્રણાલી સુખપ્રદ થાય છે.

નિશ્ચિંતતાના આ બધા સિદ્ધાંતો જાણવા છતાં પણ કોઇવાર પરિવાર સંબંધી ઊભું થયેલ કષ્ટ વ્યક્તિને વિમાસણમાં મૂકી દે છે. જેમ કે પુત્ર, પતિ કે પત્નીનો વિયોગ થવાથી માનસિક સંતાપ થાય જ છે, પરંતુ જે કાંઇ બની

રહ્યું છે તેને ભગવાનની લીલાના જ્ઞાનની સાથે સ્વાભાવિકપણે સ્વીકારી લેવાની મનોવૃત્તિ કેળવવી જોઇએ. ચિંતા, ઉદ્વેગ, કે મનનો સંતાપ વગેરેથી જેમ બને તેમ વહેલામાં વહેલો છૂટકારો પમાય એવી મનોવૃત્તિ રાખવી જોઇએ.

ભક્તિનાં નવ સોપાન બતાવાયાં છે; શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. તેમાં અપેક્ષિત રીતે શ્રવણ અને કીર્તન જેવાં પ્રાથમિક સોપાનો ઉપર ચડવું તે પણ એક કઠિન કાર્ય છે, તો પછી અંતિમ સોપાન આત્મનિવેદન અને તે પછી પ્રાપ્ત થનારી નિશ્ચિંતતાની માનસિક અવસ્થાનો લાભ તો ઘણો જ કઠિન લાગે છે, પરંતુ એવી કઠિનતાના કારણે ચિંતાની આવશ્યક્તા નથી, પણ તેથી ઊલટું સર્વાત્મભાવથી પ્રભુની શરણાગતિવાળા મનોભાવને ટકાવી રાખવાની આવશ્યક્તા છે. એવી નિરર્થક ચિંતાઓમાં જેટલા સમયનો અને એકાગ્રતાનો વ્યય થાય છે, તેટલો સમય અને તેટલી એકાગ્રતાથી નિરંતર અષ્ટાક્ષર મહામન્ત્ર જપતાં રહીએ તો વાત બની શકે એમ છે.

એવું આશ્વાસન-એવો ઉત્તમ ઉપદેશ માત્ર ગોવિંદ દૂબે માટે ન્જ નથી, પરંતુ સર્વે પુષ્ટિજીવોને શ્રીમહાપ્રભુજી આપી રહ્યા છે.

ભગવાનના વિપ્રયોગનો સ્નેહપૂર્ણ અનુભવ કરવામાં પુષ્ટિજીવનું કૃશ થવું એ તો પરમપુષ્ટિ છે-'તિહારે સેવક ઐસે કૃશ ક્યો ? બરજે હતે પર મારગમેં આયે તાકો ફલ પાય રહે હૈં ?' આ કૃશતા તો પુષ્ટિભક્તિના સ્થાયિભાવનો એક રોચક સંચારિભાવ છે અને તેથી જ તે રસમાં અભિવૃદ્ધિ કરનાર પણ છે, પરંતુ ચિંતા કે ઉદ્વેગ તો ભક્તિના સ્થાયિભાવથી વિપરીત એવા રસાભાસ ઉત્પન્ન કરે છે. રસાભાસ ઉત્પન્ન કરનારી ચિંતાના વિવિધ પ્રકારોમાં થોડાક પ્રકાર અહીં સૂચવવામાં આવેલ છે. શ્રીમહાપ્રભુજી પુષ્ટિભક્તના માનસને ચિંતા કે ઉદ્વેગથી દૂષિત થતું બચાવવા ઇચ્છે છે જેથી કૃષ્ણસેવા તનુવિત્તજાથી માનસી સેવાના રૂપમાં વિકસિત થઇ શકે-આત્મનિવેદનનો બીજભાવ ભગવત્પ્રેમમાં અંકુરિત થઇ જાય-ભગવાનની આસક્તિમાં ફાલે-ફૂલે અને અંતે ભગવદ્ વ્યસનમાં તે ફલિત થઇ જાય !

**ઇતિ શમ્**



# શ્રીગોકુલનાથજી જય

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## ShriMahaprabhuji's Sanyasa:-

As he had taken a vow of silence, he wrote a few words on sand by way of counsel. They were in the form of three years and a half and was as follows: "Listen to my last words. I foresee a time when you will forget God and become engrossed in worldly matters. It is likely that you will become slaves of your passions which will turn you away from the path of Devotion. Instead of rendering service to God which is your primary duty, you will fritter away your time and energy in idle pursuits. But if you follow my advice, God will not forget you. You should believe that Krishna is our God and never slacken your faith in Him, and He will surely protect you. You should regard Him as the be-all and end-all of your life. Your ultimate good lies in serving Him which should be done with all your heart, mind and soul. Trust in His protection. Remember Him always in all your thoughts, words and deeds."

It is said that as soon as He ended, Lord Krishna manifested Himself visually on the spot and wrote in the form of a verse and a half completing Aacharyashri's message and counsel thus, "If you have faith in Me you will be under my care and protection and will not suffer failure of any sort. Be free from sorrows and anxieties concerning your future, for it is safe in My hands. Only you should love Me with the Love of the Gopis. If you do so, then you will surely secure liberation. That is the only means of union with Me, by which you will regain your original divine nature. Do not give your thoughts to worldly matters. Be devoted to Me and rencer service to Me by all the means at your disposal."

Soon after this Vallabhacharya rose from His seat and entered into the waters of the Gangs singing to himself the "Song of the Gopis" and "The Yugala Gita" from the Bhagavata expressive of agony of separation and the keen desire go unite with God. He, also, concentrated His mind, in a meditative pose on God's Form which He seemed to be beholding as if in a vision. And Lo! a brilliant flame in the form of God arose from the waters and whisked Him away in the sight of thousands of men, women and children who had congregated there to have His last sight.

This event took place on the second day of the waxing period of the moon, in the month of Asad, in the Samvat Year 1587 i.e. 1532 A.D. on the Divine day of Ratha-Yatra.

Gopaldasbhai Vyaravala (A sevaka from 78 Bhagwadiyas Charitra, Sevaka of ShriChaturth Kumar ShriGokulesh Prabhucharan) describes that :- Having accomplished His mission He is said to have entered the Ganges at Hanuman Ghat, when stooping into the water, He disappeared and a brilliant flame arose from the spot and in the presence of a host of spectators, ascended to heaven and was lost in the firmament. According to the belief of the followers of the Pushtimarga, His soul returned to the presence of Krishna to participate in eternal bliss with Him. Aacharyashri had left two sons. One was Gopinath who was twenty years old and the other Vitthaleshji, who was fifteen. The two brothers were well educated and trained under the guidance of Damodardas for shouldering the duties and responsibilities of the head of their father's new faity, Gopinatha left this world at Jagannath Puri and His only son Purushottama soon followed Him.

Vitthalesha was now the sole representative of Vallabhacharya. He, like His father, was fully equipped with learning. He continued the tradition of His father. He toured the country many times and preached His father's gospel. He was to His credit several works of great merit like 'Vidvad-Mandana', Bhakti-Hamsa', Bhakti-Hetunirnaya', 'Tippaniji' on the Subodhiniji, and poetical compositions like 'Sringara-Ras-Mandana', etc. He completed unfinished commentary on "The Sutras-named Anu-Bhashya" of His father, interpreting the Brahma-Sutras. He wrote also commentaries on some of His father's Sixteen works. He had seven sons and two daughters. He was recipient of a great honour from Emperor Akbara who conferred upon him the title of "Goswamey" by which His descendands are all usually known.

He had many devout followers but not hundred and fifty two of them wrote His chief-followers. He admitted men of all classes to His faith. The kings of Hindu states, landlords and other people recognized Him as a chief religious preceptor of the Pushti-Marga. He made His father's faith very popular during the Muslim Era. He left this world at the ripe age of Seventy two near the sacred Hill of Govardhana in Gopalpura where His father had set up the image of ShriNathji.

Vitthalesha had seven sons-Giridharji, Govindrayji, Balkrishnaji, **Sarvada Sevya Chaturthkumar ShriGokulnathji**, Raghunathji, Yadunathji and Ghanshyamji, who established their own separate gadis or seats of learning. All these sons and their descendants known as "Goswamey Maharajas" popularized the new faith and enriched its literature by independent works.

The places where Aacharyashri made temporary halts and gave religious discources to people during His pilgrimages, contain buildings known as Baithakas (seats of Preachings) which are still preserved as memorials of Aacharyashris. Thousands of Pilgrims visit them and purify themselves by the Darshana ofAacharyashri's image or some symbols representing Him. They are situated in secluded places in the mids of natural surroundings, either on the banks of river or at the fot of a hill or in some groove on the outskirts of some village or a town.

Vallabhacharya, as it has been pointed out at the outset, founded a new School of Indian Philosophy called Shuddhadwaita-the philosophy of pure non-dualism of Brahman, which does not accept the Maya principle of ShriShankracharyaji. He reoriented the then existing Vaishnava religion, basing it of course on the cult of Devotion and gave it a new name of Pushti-Marga-the path of Love and Grace. It is a reformed Version of the Sanatana Religion. After Vallabhacharya and Vitthalnathji, fourth son of Vitthalnathji named ShriGokulnathji continued His efforts to preach the divine message of Vallabhacharyaji. Eminent Samskrit Scholars and writers like Kalyanrayji, Harirayji, Purushottamji, Girdharji, Gopeshwarji, the descendands of Vallabhacharya and also the other scholars like LaluBhattji, Gattulalaji, and others, enhanced the reputation of Vallabhacharya's sect by their scholarly works of a highly religious and philosophical character in Samskrit.

............to be continued

**** ShriGokulnathki Jai ****

# હિંડોળાનું ધોળ

**રાગ મલ્હાર**

ઝીણી ઝીણી બુંદ પડે ઝડ લાગે, ભક્ત સમાજ સાંભળીયો;

ઠામ ઠામ ઘટાઘન ઉનઇ, ઝબકતી દીસે વીજલીયો. ૧

મોર ટહૂકે ને કોયલ બોલે, શબ્દ રસાલા તે અતિ સોહે;

ઘુઘરી ઘમકે ને કંકણ ખલકે, ઘુમરડી ઘાલંતાં મારૂં મનડું હીસે. ૨

શ્રીબેઠકમાં રચ્યો હીંડોળો, ઝળહળ જ્યોત તે અતિ દીસે;

ઘુમરડી ઘાલે અતિ ફૂલસું, જોઇ જોઇ સહુનાં મન હીસે. ૩

હીંડોળે હીંચે મારો વ્હાલો, જોઇ સુખ પામે પાતળિયો;

ચહું દિશથી જૈ જૈ સહુ બોલે, શ્રીવિઠ્ઠલકુંવર નિહાળી રે. ૪

તાલ મૃદંગ બીના ચંગ બાજે, તાન મિલાવે પાતલિયો;

કેલ કરે ચતુરા ચતુરાઇ, ચતુર શિરોમણિ અતિ બોલીયો. ૫

રસમે રાતો સદા રંગ માતો, એહવો અંતરજામી રે;

નૃત્ય કરે તે નીરખી સૌ રહે, માધવદાસનો સ્વામી રે. ૬



# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીદેવશયની એકાદશી વ્રત (ચાતુર્માસ નિયમ પ્રારમ્ભ)